शमशेर बहादुर

# पृथीराज चहुआण नाटक

## त्रीअंकी.

બનાવનાર

જોશી ભીખારામ શવજી કનૈયા, ભાવનગર.






આવૃતી પેહેલી ૧૦૦૦.

સંવત ૧૯૪૭ સને ૧૮૯૦.

કીંમત છ આના.

૪૫૩૮

शमशेर बहादुर

# पृथीराज चहुआण नाटक त्रीअंकी.

બનાવનાર

જોશી ભીખારામ શવજી કનૈયા.

BHAVNAGAR

છપાવી પ્રગટ કરનાર.

વોહોરા અબદુલહુશેન આદમજી.

બુકસેલર—ભાવનગર.

ખાસ.

શ્રી દ્વારકાં નૌત્તમ નાટક મંડળીને માટે

---

આવૃતી પેહેલી

---

અમદાવાદઃ

ધીકાંટે યુનિયન પ્રિન્ટિંગ પ્રેસમાં છાપ્યો.



સંવત ૧૯૪૬. સને ૧૮૯૦.

કીંમત છ આના.

# પ્રસ્તાવના.

આ નાટક રચવા મારો પ્રથમ મત હતો અને જુનાગઢ મંડળીના મેનેજરના કહેવાથી જલદી રચી બહાર પાડયો. તેમજ શ્રી દ્વારકાં નોત્તમ નાટક મંડળીએ પણ આ ખેલ સારો ભજવી બતાવ્યો તેથી ઉપકાર માનુંછું.

આ નાટક હાલમાં શ્રી દ્વારકાં નોત્તમ નાટક મંડળી તથા જુનાગઢ ધી વસંત વિલાસ નાટક મંડળી બંને ભજવી બતાવે છે. આ નાટક ઘણી કરકસરથી અને ટુંકામાં લીધું છે કેમકે બહુ મોટું કરવાથી અને ખેલ વધારે પહોંચવાથી માણસના કામધંધામાં ખલેલ પહોંચે તેથી રીતસર પાંચ કલાકની મુદતમાં ખેલ પુરો થાય તેવી ગોઠવણ પ્રથમથીજ કરવામાં આવી છે આની અંદર કેટલીક ચુકો હશે માટે વીદ્વાનવર્ગ ક્ષમા કરી સુધારી વાંચશો એવી આશા રાખુંછું. ઉપરની બે મંડળીને ભજવવાની છુટ છે.

આ ખેલનાં ગાયનની પેહેલી આવૃતી મેં કાઢી હતી તે હજાર પ્રત ત્રણ માસમાં ખપી ગઇ છતાં બીજી આવૃતી ઠકર પ્રાણજીવન હરખજીને કાઢવા આપીછે ત્રીજી આવૃતીનો તમામ હક અને ભજવી બતાવવા વીશે સર્વે જાતનો હક રચનારે મેં પોતેજ સ્વાધીન રાખેલ છે માટે કોઇએ કરાર શીવાય ગેર ઉપયોગ કરવો. નહીં. કરશે તો સરકારના ગુનેગાર થશે.

**લી૦ જોશી ભીખારામ શવજી કનૈયા.**

## પાત્રવર્ગ.

**અનંગપાળ**—તુવર વંશમાં દીલ્લીનો રાજા. પૃથીરાજની માનો બાપ

**પ્રધાન**—અનંગપાળનો.

**જોશી**—રાજરૂષી.

**પૃથીરાજ**—અજમેરનો રાજા અને જયચંદની માસીનો દીકરો. ચહુવાણ વંશમાં.

**કયમાશ**—તેનો પ્રધાન અને કર્ણાટકીનો યાર.

**કંચની**—ગુણકા.

**ભોળોભીમ**—ગુજરાતમાં અણહીલપુરનો રાજા.

**પ્રધાન**—તેનો પ્રધાન.

**અમરશીંગ**—ભોળાભીમનો શુરવીર.

**જેતસીપરમાર**—આબુ પર્વતનો રાજા.

**પ્રધાન**—તેનો પ્રધાન.

**ઇચ્છનકુંવરી**—જેતસીપરમારની દીકરી પ્રથીરાજની સ્ત્રી.

**માલતી**—તેની દાસી.

**શીપાઈ**—જેતસીપરમારનો.

**કર્ણાટકી**—સંયોગતાની દાસી અને કયમાશની રાખેલ સ્ત્રી.

**સંયોગતા**—જેયચંદ રાઠોડની દીકરી, પૃથુરાજની સ્ત્રી.

**શાહબુદ્દીન**—ગોરીવંશમાં ગીજનીનો રાજા.

**ચંદ**—પૃથીરાજનો ભાટ.

**જયચંદ**—કનોજનો રાજા પૃથુરાજની માસીનો દીકરો.

**હાહુડીરાયહમીર**—પૃથીરાજનો એક મોટો સામદ.

**સેનાધીપતી**—પૃથીરાજનો.

**ચક્ષુશ્રવા**—દુર્વાસાનો શીસ્ય.

**વીરભદ્ર**—શંકરનો ગણ.

**ચામુંડરાય**—ગુજરાતનો રાજા.

**બેગમ**—શાહબુદીનની સ્ત્રી.

પછીથી કેટલાક શીપાઇયો વીગેરે.

४५३८

# समशेर बहादुर पृथुराज चहुआण
## नाटक.

---

## इश्वरस्तुती.

( સર્વ પાત્રો. )

**ધનાશ્રીની ગજલ.**

દતાત્રી દીન દયાળ, કૃપા સીંધુ, દતાત્રી દીન દયાળ; ટેક.
ગઢજુનો ગિરનાર જે ગંભીર, વૃક્ષઘટા ત્યાં વિસાળ. કૃપા૦
દામોદર કુંડ દેખીને દીનનીશ, શેવકની લ્યો સંભાળ કૃપા૦
મીન વરાહ કમઠ નર હર બળી, વામન રૂપ રૂસાળ કૃપા૦
અદભુત લીલા શોભે અનુપમ, દેખી તરૂવર ડાળ, કૃપા૦
મોર બપૈયા શોર મનોહર, પ્રેમી જન પ્રતીપાળ; કૃપા૦
દુષ્મન કેરૂં કાઢ નિકંદન, તે જન હરદમ ટાળ્ય; કૃપા૦
સ્તુતી સદાય અનુચર સરવે, તમ શરણે તતકાળ; કૃપા૦
"ભીખન" શેવક ભાવ થકી કહે, નેક નજર કરી ન્યાળ કૃપા૦

## अंक पेहेलो.

### પ્રવેશ ૧ લો.

**સ્થળ**—દીલ્લીમાં અનંગપાળની કચેરી.

**સીપાઈ**—(નેપથ્યમાં) દીલ્લીપતી મહારાજા ધીરાજ અનંગપાળને ઘણી ખમા નીઘા રખો મેહેરબાન.

**વિદુષક**—સહુની પેહેલો શું ભશી મરછ, સપાટાંની જાતને

અપલક્ષણ પડયું; દરબારી કુતરા ન હત તો દુનીયામાં ઢાંકણું દે-વાઈ જાત.

**અનંગપાળ**—વિદુષક તું હજી ગાંડો મટયો નહીં રાજ દરબારની તને બીલકુલ સમજ નથી વિચારીને બોલ તો ઘણુ સારૂ.

**વિદુષક**—ભુલ્યો સાહેબ મારા ઉપર ગુસ્સે ન થાજો હું આપનો કુતરો છું માટે ચુકીને ભસી પડયો તેથી માફ કરજો.

**અનંગપાળ**—વિદુષક તારૂં નીચપણું મટયું નહીં હલકા બોલતાં તને વિચાર નથી "કુતરા" એ શબ્દ કયાં જોઇએ.

**વિદુષક**—મેં કાંઈ આપને કુતરા કીધા નથી જે દરબારી કહી ચાટે તે કૂતરા ગણાય છે.

**અનંગપાળ**—એવકુફ ઝાઝી લવરી કરીશ તો હમણાં પેહે-રેજગીર કરીશ માટે પહેલો તું મીથ્યા બકવા નકર.

**વિદુષક**—પછી કરીશ, ભુલ્યો ભાઈસાહેબ આપને વડાને નીકાર ન રાખવો જોઇએ, ( એટલામાં શીપાઈ વચમાં. )

**સીપાઈ**—સાબ મેરેકું બોત સતાતાહે ઉસકા બંદોબસ્ત કરકે રખો તો ઘણો સારૂ છે:

**વિદુષક**—ચેંચુ મુક, ચટણીખાં શું વચમાં બડબડ કરેછે.

**અનંગપાળ**—શું આ રાજ કચેરી છે કે મશ્કરી કુતરાની માફક વચમાં બોલી ઉઠો છો તે શું (બંધ થઇ જાયછે એટલે.)

**વિદુષક**—હવે નહીં બોલું મેહેરબાન સાહેબ.

**અનંગપાળ**—(પ્રધાન પ્રત્યે)

(બરસે યાંન કોન ખુદાકે લીયે લાયા મુજકો.)

અરે શાણા પ્રધાન, એક સુણો વાત મારી;
તેડાવો જોશીને જોવાને જોશ, લાભકારી;
મારા દીલ્લી શેહેરનું ભવીષ કેવું થશે;

બનશે કેવા બનાવો જોવરાવું તેની વિશે.

અહા શાણા પ્રધાન આ ક્ષણીક સંસારમાં કંઈપણ સુખ માલમ પડતું નથી, હવે મારી જરાવસ્તા લગભગ આવી પહોંચી, રાજકાજ અને કારભાર કરનાર કોઈ હુંશીયાર આ પવીત્ર રાજ લગામ હાથમાં પકડી સારી રીતે પ્રજાનું પાલન કરે, તેવો હુંશીયાર અને ખબરદાર રાજા તખ્ત લાયક મળવો જોઈએ, પણ મારૂ ભવીશને માટે કેવા બનાવો બનશે, તેનો તપાસ કરવા જોશીને અહીં જલદી તેડી લાવો ?

**પ્રધાનજી**—(રાજા હુમે કામકા ઓર ઈંદિર મેરા નામ એરાહ)

બહુ સારૂં મહારાજ બોલાવી, લાવું તમારી પાસ;
ચીંતા કરો ન ચીત માંહે, પુરો મનની આશ.

મહારાજાધીરાજ હમણાંજ બોલાવી લાવી આપની પાસે હાજર કરૂંછું.

**અનંગપાળ**—આ બાબત જ્યાં હોય ત્યાંથી પકડી લાવો?

( જોશીને તેડી લાવેછે એટલે )

**જોશી**—ગૌબ્રાહ્મણ પ્રતીપાળ મહારાજાધીરાજ રાજ તેજ વૃદ્ધિ રહો.

**અનંગપાળ**—( આસન આપીને ) આ હીંદુસ્તાનની ગા દીલ્લી શેહેરમાં તુંવર વંશ અને આગળ ઉપર કેવા બનાવ બનશે તેની હકીકત મેહેરબાની કરીને સંભળાવો ?

**જોશી**—(આંગળીના વેઢા ગણીને) **કેરબો.**

રાજા વાત કહુંછું સાચી, સુંણો એજ મારીરે; ટેક.
દીલ્લી કેરા તખત ઉપર, તુંવર કેરો વંશ;
એના પછી રાજ કરશે, ચહુઆણ કેરો અંશ. રાજા.

તેની પાછળ થશે તુરકડા, ટકી સોળસો વર્ષ;
ત્યાર પછી એક રાજા ચક્રવે, કરશે આણી હર્ષ. રાજા.

મહારાજા બરાબર જોશ વિચરતાં દીલ્લીના તખત ઉપર તુંવર વંશ ત્યાર પછી ચહુઆણ રાજા થશે અને ત્યાર પછી તુર્કીરાજ થશે તે સોળસો વરસ ટકશે પછી રાજ સ્થીર રહેશે નહીં

**અનંગપાળ**—( પ્રધાનજી જોશી મહારાજનાં વેદ વાક્યે કદી ખોટાં હોયજ નહીં માટે હવે કહું તે સાંભળો.

**ભેરવીની ગઝલ.**

સુંણો પ્રધાન ચીતથી, મારી વાત હીતથી; ટેક.
નથીજ પુત્ર માહરે, વિચાર માહરો ખરે;
આ દીલ્લી કેરૂં રાજરે, ગમે નહીં મને અરે;
મુજ પુત્રીકેરો પુત્ર તે, અજમેર છે ખરેખરે;
જે નામ પ્રથીરાજ છે, તે રાજ આવીને કરે;
રૂડો થશે એ રાજવી, તમે બોલાવો તેહને;
ભલો મનેજ ભાવીયો, આ રાજ આપું એહને;
જરાપણું હવે થયું, જવું જરૂર વંનમાં;
તપસ્વી થઇ રહું તીહાં, વિચાર મારા મનમાં;
ક્ષણીક આ સંસારમાં, ધીઃકાર જીવવું અરે;
આ દેહનું કરો દમન, સહાયતા પ્રભુ કરે;

**પ્રધાનજી**—(કહું શું નશીબે દુઃખીયો કીધો છે એ રાહ).
આપની વાત અંતરમાં લાવી, જાઉં જલદી એને લાવું બોલાવી; ટેક.
જઈ અજમેર હું એક ક્ષણુંમાં, આવુંછું પાછો કામ બજાવી. આ૦
ચહુઆણમાં પૃથીરાજ શુરો છે, દુશ્મન દેખી નવ જાય ફાવી; આ૦
મહારાજાધીરાજ હું જાઉંછું.

**અનંગપાળ**--વહેલા પધારજો. ( જાય છે. )

## પ્રવેશ ૨ જો.

**સ્થળ**—રસ્તામાં દીલ્લીના પ્રધાનજીનું બોલવું.

**આશા ગોડી.**

આખર સદગતી પામે, જ્ઞાનીજન, આખર સદગતી પામે; ટેક.
શાસ્ત્ર સકળ મંત્ર જંત્ર ભણવું, ચડવું ન ઠાલે ભામે; જ્ઞાની૦
પુરણબ્રહ્મ પ્રકાશક એકજ, વ્યાપીક ઠામો ઠામે; જ્ઞાની૦
અધમ ઉધારણ છે ભવતારણ, ભક્ત તરે જેને નામે; જ્ઞાની૦
ભવ સીંધુમાં તરવા કારણ, દેહ લગાડવી કામે; જ્ઞાની૦

ખરેખર કાયા પાણીનો પરપોટો છે વણસતાં ક્ષણ પણ વાર લાગતી નથી ધન્ય છે રાજાને કે આખર વખતે સારી બુદ્ધિ પ્રગટ થઈ ચાલ જીવ હવે સત્વર અજમેર તો આવ્યું માટે ગામમાં જઈ બનેલ હકીકત પ્રથીરાજને નીવેદન કરીએ.

જાય છે.

---

## પ્રવેસ ૩ જો.

**સ્થળ**—પ્રથીરાજની કચેરીમાં દીલ્લીના પ્રધાનનું પધારવું.

**પૃથીરાજ**—પ્રધાનજી આપણું રાજ કેવી ધામધુમથી ચાલે છે અને સામદ શુરાઓની શી હકીકત છં તે કહો ?

**પ્રધાનજી**—(તું ન કુમળા જીયરવા઼ઓ પીતા મોરા એ રાગ)

પ્રગટ્યા કુળમાં દીવા, હે બંકા રાજા; ટેક.
આભા મંડળથી પંખીને પાડે, ત્રાડે સામદો તેવા, હે૦
રણસ્થંભ માંહી રાડ ન ખાવે, ફાવે નહીં, કાંઈ કેવા; હે૦
ચોંટે ચડયો તે આગળથી ઉડે, પડયો પૃથ્વીમાં રેવા; હે૦
ચહુઆણ વંશમાં ચંદ્ર પ્રગટીયા. તારા તગતગે તેવા;

આપના સામદો ગગન મંડળેથી બાજની માફક ઝડપ મ રી સામે આવેલા દુશ્મનને સપાટાબંધ પાયમાલ કરી નાખે તેવા છે. તેમજ ભુખી તલવારો ને ભોગ આપવા ઘણા અટંકી અનો રણધીર ગણાય છે એક અટંકી લડવૈયો હજાર આદમીને લોટમાં લુંણ થઈ પડે તેવો મારી નજરે પડેછે અને ખળક ખોદી બ-હારવટીયાને બાંધી આપની પાસે ખડો કરવામાં અત્યંત શક્તી-માન મારી નજરે પડે છે તેમજ ખાત્રી પુર્વક કહુંછું કે કોઈ દેશ જીતવાના હીંમતવાન કેદ થાયજ નહીં. એવી મને ખાત્રીછે.

**પૃથુરાજ**—શાહબાસછે પ્રધાનજી તેને રાખવા લાયક અને રાજ્યના ખેર ખાયા થઈ ખ્યાત સંપાદન કરવા હીંમત ધરેછે. એવા સુરા સરદાર અને સેનાધીપતી જેમ તારામંડળથી ચંદ્ર શોભેછે. તેમ મને શોભા આપેછે ખરે એક ઘણી ખુશીની વાત.

**શીપાઈ**—મહારાજાધીરાજ કોઈ આદમી આપને મળવા ઈચ્છે છે.

**પૃથુરાજ**—જે હોય તેને ખુશાથી આવવા દો. (શીપાઈ પ્રધાનને પ્રવેશ કરાવે છે એટલે પ્રધાન)

**પ્રધાન**—( પ્રથીરાજ પ્રત્યે )

(ઘરસેં યાન કોન ખુદા એ રાહ)

સુંણો પૃથીરાજ આજ, મારી વાત ચીત ચાહી;
હુંછું પ્રધાન દીલ્લી શેહેરનો, આવ્યો છું આંહી;
તમારી માતના પીતા અનંગપાળ તેણે;
બોલાવ્યા રાજ સોંપવા, તમોને ત્યાંય કણે;

**રાગ ઉપરનો.**

**પૃથુરાજ**—( પ્રધાન કયમાશ પ્રત્યે )

અરે શાણા પ્રધાન, રાજ આ સોંપુ તમોને;
નવી જુનીની વાતની ખબર દેજો અમોને;
જવું છે દીલ્લી શેહેર, માહરે જરૂર આજે;
મારૂં અજમેર શેહેર, તે આબાદ રાખો રાજે;

**કયમાશ**— રાગ ઉપરનો.

પ્યારા સરદાર પૃથુરાજ સુખેથી પધારો;
જરા ચીંતા ન રાખો જીવને, કારજ સુધારો;
તે બાબતની ફીકર, ચીતમાંથી કાઢી નાખો;
રહો નીચીંત ચીત માંહે, જીવ રાજી રાખો.

**પૃથુરાજ**—તમામ રાજ સંબંધી કામ કાળજી રાખી ચલાવજો. હું જાઉંછું અને પહોચ્યાના દીલ્લીથી ખબર લખીશ.

( જાય છે. )

---

## પ્રવેશ ૪ થો.

**સ્થળ**—રસ્તામાં.

( સરકાર રજા દીજીયે જામીનગાર છું. એ રાગ )

**પૃથુરાજ**—સુંણો તમે કયમાશ દીલ્લી આવીછે નજીક;
પીતાજીને મળી હળીને કરશું કામ ઠીક.

**કયમાશ**—હા મહારાજા ધીરાજ ચાલો રાજદરબારમાં જઈએ તમામ હકીકતથી તમને વાકેફ કરૂં.

**પૃથુરાજ**—ચાલો સતવર મહંત પીતાજીને મળીએ.

( જાય છે. )



## પ્રવેશ ૫ મો.

( **સ્થળ**—દીલ્લીમાં અનંગપાળની કચેરીમાં પૃથીરાજનું આવવું.

**અનંગપાળ**—( પૃથીરાજને જોઈને. )

**દોહરો.**

ભલે પધાર્યો ભાઈ તું, આનંદી દીન આજ;
ઉતરખંડને દૈવગતી, પાર નહીં પૃથુરાજ.

અહા મારા વાલા દોહીત્ર પૃથીરાજ જેમ પપૈયો પાણીની વાટ જુવે તેમ હું તારી રાહ જોયા કરતો હતો તેટલામાં તું આવી પહોંચ્યો. બેસો બેસો.

**પૃથુરાજ**— **બીહાગની ગઝલ.**

કામ પડયું શું માહરૂં, સાચી કેજો વાત;
ફરમાવો છોરૂ તમારૂં, હાજર છું સાક્ષાત.

**અનંગપાળ**—જરા અવસ્થા માહરી, આ દીલ્લી કેરૂં રાજ;
અર્પણ કરવું છે તુંને, મેં અંગ વિચાર્યું આજ;
બિજા કોઈનું બળ નથી, જે રાખે મારી લાજ;
તે માટે તમને બોલાવ્યા, કરવા સુંદર કાજ.
પ્રજા સુખેથી પાળજો હું જઉં છું વનમોઝાર.
મોર તણાં ઈંડા મહીં નહીં ચીત્રામણ લગાર.

માટે હું તમને રાજ સોંપી જવા ઈચ્છું છું. અને આ મારો ચંદ બારોટ છે તેને પાસે રાખી તેના અભીપ્રાય પ્રમાણે વરતજો એટલે કાર્ય સીદ્ધ થશે.

**પૃથુરાજ**—બહુ સારૂં મહંત પીતાજી હું તેજ પ્રમાણે વર્તીશ આજે ઘણો ખુશાનો વખત છે માટે સીપાઇ કંચની ઓને બોલાવો.

**શીપઇ**—બોત અચ્છા મહારાજાધીરાજ અભી આતા હું
( કંચનીયોને લાવી હાજર કરતાં )

**કંચનીયો**—( દીન દીન રહોરે પ્રજા પ્યાર એ રાહ )

તપો તપો ગાદીરે, રાજ દુવાર; ટેક.
આતમ જ્ઞાનનો ઇંદુ ઉદય થયો, અમૃત તેજ અંબાર. તપો.
ઈશ્વર રૂપી નાવ અનુપમ, ઉતારો ભવજલ પાર; તપો.
જોગ સમાધીની રીત જાણોછો, સાધુ પામે સત્કાર. તપો.
ઓળખીયાછે અંતરજામી, મીથ્યા ગણી સંસાર. તપો.
ભીખન હે ભગવંત ભુમીમાં, કરજો જય જયકાર. તપો.

પ્રધાનજી આને એક હજાર અશરૂપી ઈનામ આપો. અને કચેરી બંધ કરો. ( જાયછે. )

**શીપાઇ**—કચેરી બરખાસ્તપેં નીઘા રખો મેંહેરબાન.
(ડ્રોપસીન પડેછે.)

---

# अंक २ जो.

## પ્રવેશ ૧ લો.

**સ્થળ**—અણહીલપુર પાટણમાં ભોળાભીમની કચેરી.

**શીપાઈ**—અણીલપુરમાં માહારાજા ભોળાભીમને ઘણી ખંમા નીઘા રખો મહેરબાન પ્રધાન, વજીર, ઉમરાવકી સલામ પેં નીઘા રખો મેહેરબાન.

**ભોળોભીમદેવ**—શાણાપ્રધાન મેં એવું સાંભળ્યુંછે કે, આબુ પર્વતપર જેતસી પરમાર રાજ કરે છે, તેની દીકરી ઇચ્છનકુંવરી નવજોબન સ્વરૂપવંતી અપ્સરા રહે છે જુવો.

( હારે ફનાશે દીલકો એ રાહ. )

દુનીયામાં દેખી નહીં, પદ્મમણી પ્રખ્યાત;
ઇચ્છન કુંવરી ઇશ્વરે, ઘડી પોતાને હાથ.
શરદ રૂતુના સરોવર, ખીલે પંકજ પાંખ;
મૃગને ની મૃગ ટોળે મળીયા, જગમાં પામે ઝાંખ;
મહોરૂં ઘડીયું મારે માટે, નવરો દિનોનાથ.
પ્રીયા લેવા પ્રભુ નમુંછું, જોડું તુજને હાથ.

માટે વરવા લાયક છે. તેથી આપણા સુરવીર અમરસીંગને આબુ પર્વત તરફ મોકલો ત્યાં જઇ કહે કે કાંતો તારી પુત્રી અણુહીલપુરપાટણના રાજા સમશેર બહાદુર ભોળાભીમને આપ નહીં તો આબુ છોડી ચાલ્યો જા. પ્રધાનજી સમજ્યા કે?

**પ્રધાનજી**—બહુ સારૂં હમણાં અમરસીંગને કાગળ લખી આપના કહ્યા પ્રમાણે મોકલું છું. શીપાઇ અમરસંગ ક્યાં મુવો ?

**અમરશીંગ**—સાહેબ આપની પાસે હાજર છે ફરમાવો. ?

**પ્રધાનજી**—અમરસીંહ આ કાગળ લઇ આબુપર્વત ઉપર જેતસીપરમાર રાજ કરેછે તેની પાસે જઈ તેનો અભીપ્રાય લાવો.

**અમરશીંગ**—બહુ સારૂં મહારાજા પણ આ કંકોત્રી છે કે મેલો છે તેની મને વિગત પાડો. ?

**પ્રધાનજી**—ચેં ચું મુકી જલદી જાઓ, લવે લવ કરવાનો વખત નથી. ( જાયછે. )

---

## પ્રવેશ ૨ જો.

**સ્થળ**—આબુપર્વતપર જેતસીપરમારની કચેરી.

**શીપાઈ**—આબુના મહારાજા જેતસીપરમારને ઘણી ખંમા

નીધા રખો મહેરબાન.

**જેતશીપરમાર**—કેમ પ્રધાનજી! આપણું રાજ સારી હાલતમાં ચાલે છે? હવે આપણી જે ઈચ્છનકુંવરી પુત્રી મોટી ઉમરની થઇ છે. માટે રાજાલોકોનાં માગાં આવ્યા કરેછે તેમાં તમારો શું અભીપ્રાય છે?

**પ્રધાનજી**—ઉંચા રજવાડાના રાજા તેમજ આપણી કીર્તી વધે તેવા બહુ નામીચા રાજાને અર્પણ કરવા મારો અભીપ્રાય છે.

**શીપાઇ**—( રાજાને ) કોઈ આદમી કાગળ લઈ આવવા માગે છે.

**જેતશીપરમાર**—ખુશીથી આવવા દો કાંઇ હરકત નથી.

( શીપાઈ દાખલ થઈ કાગળ આપેછે તે વાંચીને એકદમ. )

**જેતશીપરમાર**—( જુસ્સાથી )

**રાગ ક્ષત્રીકલંકનો.**

તેના નથી અંતરમાં ત્રાસ, નક્ષત્રી ધરા થઈ નથી રે;
કરી સીંહ કલેજાની આશ, નક્ષત્રી ધરા થઈ નથી રે.
સીંહ ચારો ભુલી શું શીયાળ. નક્ષત્રી.
એણે છંછેડયો નાગ વીક્રાળ. નક્ષત્રી.
ઈચ્છન કુંવરી શું એને જોગ. નક્ષત્રી.
એને આપું શીરોઇનો ભોગ. નક્ષત્રી.
સુતો છંછેડયો કાળી નાગ. નક્ષત્રી.
તોડી નાખું હું એની ટાંગ. નક્ષત્રી.
એને પરણશે પૃથીરાજ. નક્ષત્રી.
એવો વિચાર મારો આજ. નક્ષત્રી.

અરે સીંહનો ચારો લેવા શું શીયાળીયું ટરપરીયાં માર્યે

કરે છે. આ સાવજનાં કાળજાંની આશા કરનાર કોણછે. છટ છટ ભીમદેવ લાયક ઈચ્છન કુંવરી! નહીં નહીં પ્રધાનજી કાગળ લાવનારને કહો કે કાંટાળા થોર સાથે કાયા ઘસ્યાથી તારૂં અંગ ફાડી ખાશે. અહીં ફાવી જઈ બાપનો લાડવો ખોટવો મુસ્કેલ છે. માટે ધારેલી મુરાદ હાંસીલ કરે. ( કાગળ ફેંકી દેછે. અમરસીંગ જાયછે. )

**પ્રધાનજી**—બહુ સારૂં. ( પૃથુરાજપર કાગળ લખે છે. )

કચેરી બરખાસ્ત.

---

## પ્રવેશ ૩ જો.

**સ્થળ**—ભોળા ભીમદેવની કચેરી.

**શીપાઈ**—મહારાજા ધીરાજ ભોળા ભીમને ઘણીખમાં.

**ભોળોભીમ**—શાણા પ્રધાનજી હજી સુધી અમરસીંગ કેમ નહીં આવ્યા હોય, આપણે ખરેખર સર્પના દરમાં હાથ ઘાલેલછે માટે રખેને તેનું ત્યાં કામ કાઢી નાખેલ હોય; તે બાબતના વિચાર મારા દીલની અંદર વારે વારે આવ્યા કરેછે માટે શું કરવું.

**પ્રધાનજી**—મહારાજા ધીરાજ મેં નીતી શાસ્ત્રમાં વાંચ્યુંછે કે કાગળીયાના કાન કાપે નહીં અને શરણમાં આવેલ શેવક ઉપર નાહક જુલમ ગુજારે નકીં કેમકે તેનો શું અપરાધ, કદાચ આપણે તેના ગુનેગાર કહેવાઈએ કેમકે તેની પુત્રી ઉપર જાસો નાખ્યો છે.

**ભોળોભીમ**—હા મને પણ તેમ લાગેછે ખરૂં. (એટલામાં અમરશીંગ આવી કાગળ ભીમદેવને આપેછે તે વાંચી ) "અહા તારી ધારેલી મુરાદ હાંસીલ કરજે જો રજપુતનો ખરો બચો હોય

તોજ" પ્રધાનજી આપણે હવે બેસી રહેવાનો વખત નથી માટે લડવા તૈયાર થઇ જાઓ ચાલો આપણા તમામ શરબંધીને એકદમ લાવી આબુપર જઈ ચડાઇ કરી ઇચ્છન કુંવરીને હાથ કરી ધારેલી મુરાદ હાંસીલ કરીએ તોજ ખરૂ ક્ષત્રી બીજ ગણાઇએ.

**પ્રધાનજી**—બહુ સારૂ હું તજવીજથી લસ્કર સજ કરૂછું.

(જાયછે.)

---

## પ્રવેશ ૪ થો.

**સ્થળ**—ભોળાભીમદેવનો શયનગ્રહ તેની સ્ત્રી સાથે વાતચીત.

**ભોળોભીમદેવ**—પ્રાણ પ્રીયા મારે કાલે આબુપર્વતપર ચઢાઈ કરવા જવુંછે અને સોમેશ્વરને મેં મારી નાખેલ છે તેના દીકરા પૃથુરાજ ચહુઆણનું વેવીસાળ ત્યાં થયુંછે.તેપણ ત્યાં આવશે માટે ક્ષત્રીઓનું પાણી તાગવા સવારમાં આ અણહીલપુર પાટણ છોડી છાવણી લઇ આબુપર્વતપર જેતસીપરમાર અને પૃથુરાજ સાથે બંડ કરી જય મેળવીશ. અને ઈચ્છન કુંવરીને અહીં લાવીશ. અને અહીં લાવી પટરાણીની જગો આપીશ માટે મને રજા આપકે હું ફતેહ મેળવું

**ભોળાભીમનીસ્ત્રી**—( હાડાજી શું કરો સહાસ આ એ રાગ.)

ગુર્જરપતી નથી યુદ્ધમાં જવું. કેમ કરો નીરાધારીરે; ટેક.
દીલ્લીપતી સુણી થર થર કંપે, કાયા આ આજ અમારીરે;
કોણ ખબોચીયુ કોણછે સાગર, વાલાજી જુવોને વીચારીરે;
પારકી માતના મળ્યા ભુડાં છે, કેમ કરી ફાવે કારીરે;
બળીયા સાથે બાથ ન ભરવી, એનું છે લશ્કર ભારીરે;
શીંહણ બાળની આશા છોડોને, શીદ મજોછો ખુવારીરે;

સોળ સામટછે સૈન્યમાં બળીયા. મોટા મલ્લો નાખે મારીરે.

**બાળોભીણદેવ—(ક્રોધથી) રાગ ક્ષત્રી કલંકનો**

આસા ખંજર જેવાં જેના નેણ, સોલંકી બચ્ચો કેમ છોડેરે;
પ્રીયા વદ નહીં કાયર વેણ, ફોકટ માથું શીદ ફોડેરે;
મારા અંગ તણાં એ આધાર. સોલંકી.
નક્કી લેવી છે પદ્મણીનાર; ફોકટ.
અપશુકની અળગું કર તારૂં મુખ, સોલંકી બચ્ચો કેમ છોડરે
દેખી પ્રગટે છે દેહીમાં દુઃખ; ફોકટ.
આબુમાંહી રહે અપ્સરા નારઃ સોલંકી.
ઇચ્છિન કુંવરી મારી દીલદાર. ફોકટ.

અહા! મેં તેને એક વખત આબુમાં દીઠી હતી, તેના ખંજર જેવાં ખબરદાર નેન મારી મન શક્તીનું હરણ કરનાર ખરેખર હું તેના પ્રેમમાં હર્ષાતુર વિખુટો મધુકર કમળ મુખીની વાસના લેવા ઉત્કંઠાથી અતીશય ભરેલ છું તેની મીઠી અને મનોહર બોલી અને તેનાં મદ ભરલાં વીચીત્ર વેણ મારૂં દીલ કામથી દગ્ધ કરેછે. તેના અવયવ તરફ ધ્યાન કરતાં ઝાંઝવાના પાણીપર તૃષાતુર હરણ ફાળ ભરી તૃપ્તી પામતું નથી તેમ તેના પ્રેમની પુર્ણતા થશે, અને મધમાખી મધ લાળે વીંટાઈ સપડાઇ જાય તેમ તેના પ્રેમ બંધનમાં હું પ્રતીદીન સપડાઈ દીપકરૂપી નાસીકાપર તળપતો પતંગી આશાભંગ થઈ ખરેખર મારૂં મન તેની પ્રીતીમાં લુબ્ધ થએલુંછે તેનો લલીત ખુબસુરત ચેહેરો આ વખત મને સતાવેછે. માટે હે પીયા! આબરૂને આધીન થઇ તેનો સંગ કરવા મારો ભુલો પડેલો ભમર ભાન ભુલી દીલગીરી સીંધુમાં ડોલ્યા કરેછે. તેથી હવે હસ્તે મુખારવીંદે મને જવા રજા

આપ કે હું ધારેલા કામમાં ફતેહ પામુ અને તારી સાથે પાછો રંગવીલાસ કરીસ માટે મને નીરાશ ના કર પ્રીયા.

**સ્ત્રી— સોરઠની ગજલ.**

પરદેશ જવાની વાત છોડો, પ્રીતમ પ્રીય શીરોમણી;
દાસી દયા ઉરમાં ધરી, બહુ ગુજરીછે માથે ઘણી.
ઘર બેસી દીવસ ગુજારવા, સુખ દુઃખ સહી સંસારમાં;
કંચન થકી શોભે મણી, અરજ સુંણો વારવારમાં.

**ભોળોભીમદેવ—રાગઉપરનો.**

બસ થઇ ગયોછું બેહોંશમાં, તેં ખેચ્યું બંજર બાણને;
પ્યારી પાંજર નથી હાથમાં, હરેછે મારા પ્રાણને;
વીખુટો મધુકર વન વીશે. ગુંજાર કરવાની ગતી;
અંબુજ સમ શું આંખડી, જાણે હંસા ચાલ ચાલે અતી;
તે કાયામાં કામદેવની; શુભ કોમળ મુર્તી કયાં હશે;
ખીલેલ જોબન ખાસ કળીયો, છબી સાલે ચીત વિષે;
બોલડીયુ જેની મીઠી લાગે, મુલ નથી તેનાં વેંણુલાં;
આનંદ ઉર છવાઈ રહેછે, નીર્મળ જેના નેણુલાં.

હે પ્રીયા મને ખોટી ન કરતાં જેમ જેમ રોકેછે તેમ તેમ મારો શીકાર દુર થાયછે માટે મને રજા આપ કે હું મારી ઉમેદ પુરી પાડું.

**સ્ત્રી— ભેરવી ગજલ.**

( હું જાઉ તજી મારા, મુજ પ્રાણ ત્યાંરે એ રાગ. )
હું તમ વિનાની એકલી ત્યાં શી રીતે રહું;
ત્યાં શી રીતે રહું, ત્યાં શી રીતે રહું. ટેક.
વીતે ઘડી વર્ષની, પ્રાણનાથ આ.

માટે જવાની વાત મૂકો, શું ઝાઝું કહું. હું.
નથી આબુ પર્વત જાવું, સુની લાગે સેજ;
ન આવે નીંદ્રા નેનમાં, હું વ્યાકુળી થઉં. હું.
દાસી કેરાં દીન વચનો, અંતરે ધરો;
હે પ્રાણનાથ અતી પ્યારા, ઉદાશ છું બહું.

પ્રાણનાથ આબુ પર્વત પર જવાની વાત છોડો તો તો સારી વાત છે પછી આપની મરજી. તેનું પરીણામ સારૂં નથી.

**ભોળોભીમ**—(ક્રોધથી) અપશુકની એક ટળીને બીજી થઈ નહીં. સ્ત્રીહઠ કદી છોડનાર નથી, અને હાથ પડતો સુંદર શીકાર ચુકીશ તો આબરૂને બટ્ટો લાગશે. માટે ચાલ જીવ સ્ત્રીનું વચન શાસ્ત્ર વિરૂદ્ધ ગણાય છે. કેમકે તે અજ્ઞાની જાત છે.

(જાયછે.)

---

## પ્રવેશ ૫ મો.

**સ્થળ**—દીલ્હીમાં પૃથુરાજની કચેરી.

**શીપાઈ**—દીલ્લીપતી મહારાજા ધીરાજ પૃથીરાજ ચહુઆણને ઘણી ખમા. નીઘા રખો મહેરબાન.

**પૃથુરાજ**—પ્રધાનજી આપણા હીંદુસ્તાનનું રાજ આબાદી પર આવેલું જણાય છે. બંડખોરો ફાવી જાય તેમ નથી, કેમકે આપણા સોળ સામંદો અને બહાદુર અટંકી લડવૈયાઓએ આખા ભરતખંડનું રાજ કડે કીધેલું છે. અને આભમાંથી તારા ખરે તેમ તુટી પડી દુશ્મનોને પાયમાલ કરે તેવા જોરાવર છે.

**પ્રધાનજી**—હા મહારાજા ધીરાજ આપનું કહેવું બરાબર છે. બલકે એક માણસ આબુ પર્વતપરથી આવેલું છે તે આપની રજા હોય તો બોલાવું.

**પૃથુરાજ**—જલદી બોલાવો ઢીલ ન કરો. ( માણસ કાગળ આપેછે તે.

**દોહરો.**

સીંહ તણો ચારો અહો, શીયાળ લેવા જાય;
પૃથુરાજ ઝટ આવજો, અમપર કરી કૃપાય.
ઈચ્છન કુંવરી આપને, અર્પણ કરવા યોગ;
ભીમદેવ ભડકે બળે, જાસા નાંખે રોજ. )

( ચાસન. )

પ્રધાનજી આપણે ભોળા ભીમદેવ સાથે ચઢાઈ કરવાનું છે. જો કે, અણહીલપુર પાટણનો રાજા છે તેની સાથે ઘણા દીવસ થયા મારા મનમાં હતું, કેમકે તેણે મારા પીતા સોમેશ્વર મારેલ છે માટે તેનું વેર લેવા, અને બીજું જેતસીપરમારની દીકરી ઈચ્છન ઉપર જાસા નાંખ્યા કરે છે તે કન્યા મને આપવા તેનો ખાસ અભીપ્રાય છે તેને માટે લડાઈ કરવા મને મદદમાં જેતસીપરમારે બોલાવેલ છે માટે આબુનો રસ્તો લેવો ને ભોળાદેવને પાયમાલ કરી ગુજરાતને ઘેગો ઘાલી સાબરમતીપર થાણું નાંખી ચડાઈ કરવી છે માટે આપણા સામદો અને બહાદુર અટંકી લડવઈયાને બોલાવી લડાઈને માટે આપણું તેર તુંગા લશ્કર તૈયાર કરો અને પછી કનોજ ઉપર ચઢાઇ કરવી છે કેમકે મારી માસીનો દીકરો જયચંદ રાઠોડ છે તે વારસા બાબત લડાઈ કરવા ગીજનીના બાદશાહ શાહબુદીન ગોરીને મદદમાં બોલાવેલ છે માટે આ કામમાં નીમકહલાલી નોકરોને વરધી કરો કે ધણીનું નીમક હક કરવા ચહાતા હો તો પલભર પાણી પીવા ખોટી થવું વ્યાજબી નથી એવી મારી ખાસ ભલામણછે માટે તમે ઢીલ ન કરો અને તૈયાર કરી જલદી અહીં બોલાવો

**પ્રધાનજી**—બહુ સારૂં આ ચાલ્યો હમણાં લાલુંહ્યું.

સર્વે સાથે.

( ચાલો ચાલો ચાલો આજ એ રાહ )

સામટા સુરા તમામ, રાખવા ક્ષત્રીનું નામ;
લડવા માટે નાખો હામ, દુશ્મનોને મારો ઠામ.
ડોશી મરતાં દુઃખ ન થાશે, જંમચર ભાળી જાશે,
જો ચહુઆણુ પાણી જાશે, હાંસી આ જગતમાં થાશે.
સમશેરોના માર સાથ, વેરીને બતાવો હાથ;
મારૂં દીલ્લી છે પ્રખ્યાત, ને અજમેર મારે હાથ.
ક્ષત્રીનો બજાવો ધર્મ, ચડે રણે ન રાખે શર્મ;
અપ્સરા વરેછે પર્મ. સ્વર્ગ તેનાં પામે કર્મ.
પરીયાનું બનાવો પાણી, કેહેવાશે જગતમાં કહાણી:
વીશ્વ સૌ જુવે વખાણી, છેલ્લી મારી એજ વાણી;
સીંહથી શીયાળ નાસે, તુરકડા બળેથી ત્રાસે.
ભાલું બરછી લઈ ઉલાસે, ચકવે દીલ્લી શેહેર થાશે.
માનવીને માથે મોત, દુશ્મનોનું જોવું પોત;
કીર્તી તો થશે ઉદ્યોત, જોગણીની જાગે જ્યોત.

રસ્તે ગાતા ગાતા જાય છે.

---

## પ્રવેશ છઠો.

**સ્થળ** —આબુપર્વતમાં ઇચ્છનકુંવરીનો શયનગ્રહ ઇચ્છનકુંવરી

ઇચ્છન—(દાસી પ્રત્યે ) **લાવણી.** (દક્ષીણી રાહ)

બહુજ ઢીલ થઈ, પૃથીરાજ કેમ નાવ્યારે;

સીંહ બાળ, ભરશે ફાળ, ઉઠશે જ્વાળ,
દેખી આળ. મામલો મચાવારે; ટેક.
શુરાપુરા સદાય, એજ અંગ માંહીરે;
નૃપતી નાશ, કાઢી ખાસ, મુજ વીલાસ;
વીજય વાસ, કોઈ ન જાય ફાવ્યારે. બહુજ.

દાસી હજી સુધી પ્રાણનાથ કેમ નહીં પધાર્યા હોય મારા ઉપર કલંક ચડવા ભીમદેવરૂપી બાજ પ્યારાં પંખીપર તળપુ મારી મને આપઘાત કરાવશે કે શું પરીણામ નીપજશે તેના વીચારમાં હું શયનગ્રહમાં ઝુરી મરૂંછું.

**દાસી**— બાઇ સાહેબ તે ખસુસ આવ્યા વિના રહે તેમ ન થી અને આપ જેવી પદ્મણી સ્ત્રી માટે પૃથીરાજ ગાફલ નહીં રહે માટે ધીર ધરો સંતોષથી શ્રીહરી સારૂં ફળ આપશે.

કંચનછબ—( તું ન કુમળા જીયરવા ઓ પીતા મોરા એ રાગ )

વહાલો પ્રીતમ વરવો, હે શાણી સખી. ટેક૦
જાન કરૂં કુરબાન પીયાસે, સફલ જન્મારો કરવો;
નાથ ચતુર રૂપી નાવથી મારે, નક્કી ભવસાગર તરવો;
એકની તેતો અવીચળ રાખું, ધર્મ પર પગ ધરવો;
સેજ પલંગ પર ભુલી કંગનવા, ગંભીર આપુછે ગરવો;
જાય રસાતળ અસત વદું તો, એકજ શબ્દ ઉચરવો.

**માલતી દાસી---** **આશાગોડી.**

આશા પુરે અવીનાશી, બેની તારી આશા પુરે અવીનાશી;
મન ગમતાથી આનંદ મળશે, પ્રીતમ પ્રેમ વિલાસી. બેની.
જોબન કળીગો જોર કરે છે, પીયુ દર્શન કેરી પ્યાસી.બેની

સોંહણ ઉપર ચોટજ નાખી, નીષ્ફળ જાશે નીરાશી. એની.
પૃથીરાજને બાળી ભીમડો, નીશ્ચય એ જશે નાસી. એની.

બાઈ સાહેબ તમે સબુર કરો હું તે બાબતની તપાસ કરાવી બરાબર જોગ મેળવી પ્રથમ આપની પાસે આવે એવી યુકતી કરશું તેથી ધૈર્ય ધરો તમારૂં શરીર કામથી ખીલી નીકળી તૃમ થતું નથી માટે શાંતી ધરો.

**ઇચ્છન કુંવરી**—દાસી કાલે વસંત વધાવા જવું છે માટે માતુશ્રીને બોલાવી લાવ.

**માલતી**—બહુ સારૂં હમણાંજ તેને તેડી લાવું છું.

(જાયછે ને લાવી હાજર કરેછે)

**રાણી**—કેમ બેટા ઇચ્છન કુંવરી તારો ચેહેરો કેમ પડી ગએલ છે તારા શરીર પર કેમ ઉદાશ વૃતીના ચીન્હ છવાઇ રહ્યાં છે, તેનું કારણ કહે નહીં તો મારા સમ છે.

**ઇચ્છન** (જોડી તમે ના જોઇ માડી એ રાગમાં)

સુણો હે માત વાત મારી; (૨)
આભ્રણ સજવા નવા તહેવારો, ઇચ્છા ઉરધારી;
માટે પોશાક મને આપો, (૨)
કરો કૃપા નવ કોપ જનેતા ક્રુર કષ્ટ કાપો;

**રાણી**—(કરડાઈથી) સર્વે કન્યાઓ સ્ત્રી સારૂં; (૨)
વન ઉપવન દગ્ધ સર્વે થયાંછે, કોણ બાગ મારૂ;

**ઇચ્છન**—નકી તમે બાગ કર્યા તેમાં; (૨)
જવા ધારૂંછું જનુની મારી, ઇચ્છા છે એમાં;

**રાણી**—ફરેછે વખે પતી તારો; (૨)
સલુણો નવ શૃંગાર સજાવું, બેલ બને ખારો;

**ઈચ્છન**—માત શૃંગાર એજ માગું; (૨)
દેવો પડશે દીલ વિચારો, તુચ્છ વાત ત્યાગું.
જરૂર એ રાજ બાગ જાવું. (૨)
બનવા કાળે સર્વે બનેછે, મીથ્યા નથી થાવું.
**રાણી**—ઇચ્છોછો ખાવીંદને મળવા; (૨)
પીયરમાં ઉમ્મર કર પુરી, સુખ લતા વળવા;
**ઈચ્છન**—રીપુને શબ્દ આપ ફળજો; (૨)
**રાણી**—કન્યાની સેજ ક્યાર થકી બની, ઝેર હળાહળજો.
**ઇચ્છન**—પુત્રી પર જુલમ જોઈ ધારૂં; (૨)
**રાણી**—પીયર તાપ તને લાગ્યો એની, સાસરીયું સારૂં.
**ઈચ્છન**—જીંદગી સાસરીએ જાશે; (૨)
**રાણી**—એજ દિવસ બહુ દુર ગયા છે, બુરી ગતી થાશે.
પુત્રી પીયર ઉન્મત થાએ; (૨)
**ઇચ્છન**—તેવી વાત જો નાર ન રાખે, ઘર પુત્રી ક્યાંએ.
**રાણી**—પ્રથમ જો જાણ્યું હોત આવું; (૨)
દુધ પીતી કરી દેત જનમતાં, વીપ તરૂ વાવ્યું.
**ઇચ્છન**—મનાઈ ત્યાં કોણે માત કીધી; (૨)
એટલું કષ્ટ અરેરે વેઠયું, વેરી થયો વીધા.
**રાણી**—વાદથી વર્ષ ઘણું વીતે. (૨)
**ઇચ્છન**—પરભાતે આપુનું પાણી પીવું ન કોઈ રીતે
**રાણી**—આખી જગતમાં તું જેવી હઠીલી નહીં હોય માટે આ વખત તારી બુદ્ધિ સ્થીર નથી માટે હું જાઉં છું ક્યાંક અવળુ વેતરાઈ રજનું ગજ થઈ જશે.

**ઈચ્છન**—માતુશ્રી શાંતી ધરી મને જે વચનો કહ્યાં છે તેની માફી માગુછું. આપ પધારો.

**રાણી**—હાય છોકરબુદ્ધિથી બોલી તેણે શું થયું. ઈશ્વર સારાં ના કરશે. ( રાણી જાય છે )

**ઈચ્છન કુંવરી**—માલતી હજી પ્રાણનાથ કેમ નહીં આવ્યા હોય ખરેખર ભીમદેવ મારા પીતાને હરકત કરી મારૂં હરણ કરી જશે કે શું હે ઈશ્વર આ વખત સહાયતા કરજે.

**માલતી**—બાઇ સાહેબ હું પાણી ભરવા ગઇ વતી ત્યા પેલી આપણી દરબારી ફુલવાડી છે ત્યાં પૃથીરાજે તંબુ હમણાજ નાખ્યોછે.

**ઈચ્છન કુંવરી**—માલતી લે આ ખુશાલીના બદલામાં તેને કૌસ્તુભ મણીનો હાર આપુંછું હવે ત્યાં જઈ તેને બોલાવી લાવ. કોઈને ખબર પડે નહીં તેમ મળવું છે, કેમકે મધ્યરાત્રી વીતી ગઈ છે માટે જા જલદી તેને અહીં તેડી લાવ.

**માલતી**—બહુ સારૂં બાઇ આપના હુકમ પ્રમાણે હમણાં તેને બોલાવી આપના પાસે હાજર કરૂં છું. ( જાય છે )

---

## પ્રવેશ ૭ મો.

**સ્થળ**—આબુ પર્વત પાસે પૃથીરાજની છાવણી.

**સીપાઇ**—મહારાજા ધીરાજ કોઈ ઓરત આતી હે.

**પૃથુરાજ**—ફીકર નહીં આવવા દો જે હોય તેને.

( દાસી આવીને. )

### નંદલાલના મહીના.

ચાલો અમારી સાથરે, તમે ચાલોને સાથે.
માનો અમારી વાતરે, તમે ચાલોને સાથે. ટેક.
ટોળાં વીખુટી મૃગલી ઝુરે, ઈચ્છન કુંવરી રાગ મધુરે;
જોબન છે ભરપુરેરે; તમે ચાલોને સાથે.

પ્યાસી પપૈયો પીયુ પીયુ બોલે, દેખી શરીરમાં કામ શું ડોલે;
માટે પધારોને મહોલેરે. તમે ચાલોને સાથે.
સ્ત્રીનું તેજ છે સર્વદા સ્વામી, જોબન કાયા અતીશય જામી;
ખાવીંદ કંઈ નથી ખામીરે. તમે.
પ્રીત કરી નવ પરવશ મેલી, વૃક્ષ ચંપે ખીલે નાગરવેલી,
તમવીન બીજું ન બેલીરે, તમે.
સુખ સંસારનું બીજુંછે છોટું, દંપતી સુખ દીસે અતી મોટું.
ઇચ્છન ચીતડું ચોટયુંરે. તમે.

તમે રાજા મારી સાથે ચાલો હું તમને ઇચ્છન કુંવરી મેળાવી આપું તમારી સાથે જરા ખાનગી વાતચીત કરવી છે. માટે પધારો.

**પૃથુરાજ**—ચંદ તમે છાવણીની બરાબર તપાસ રાખજે હું દાસી સાથે જઇ હમણાંજ પાછો આવું છું.

( જાય છે )

---

## પ્રવેશ ૮ મો.

**સ્થળ**—ઇચ્છનકુંવરીનો શયનગ્રહ ઈચ્છન કુંવરી એકલી બેઠી છે ત્યાં પૃથીરાજ પધાર્યા તેથી એકદમ હર્ષથી ગળામાં હાથ નાખીને.

### લાવણી.

( ઓ કુદરતના કરનાર ખલકના સ્વામી એ રાહ )

ગંગામાં નહાવા થકી, પાપ નહીં જાએ.
ત્યારે ગંગા કેરો કોણ, ગાય મહીમાએ.
પડે ઘણના માથે ઘાવ, ફટકીયાં ફૂટે;

સાચાં મોતી ન છેદાય, લાભ થકી લુંટે;
મણીધર બેઠાં મંદીર, દીપ નહીં બળશે;
સીંહ શીર ગર્જના કેમ. કરીને ટળશે.
અંતર મારૂં અકળાય, શત્રુ ચડી આવે;
શુરવીરને ચાબુક મારી, અને ચમકાવે.

**પૃથુરાજ—** **રાગ ઉપરનો.**

ઈચ્છન અંદેશો છોડ, શુરો છઉં સાંધે;
કાપું હું કરત તું ઉપર. આંગળી ચીંધે.
તાકે દુશ્મન તુજ માટ, ચડીને ચાલે;
નકી ખેંચી કાઢું નેત્ર, નજર કરી ન્યાળે.
તુજ પરથી માથું ફુલ, કરૂં આ વારી;
કરમાય ન કાચું ફુલ, પ્રફુલીત પ્યારી.
છુરી ગુજરપતીનો કાળ, નાખું હું મારી;
કદી સીંહ ડરે ન શીયાળ, થકી કોઇ વારી.
તીક્ષણ મારૂં તલવાર, કતલ કરનારી;
તું ધીરજ મનમાં ધાર, પ્રાણની પ્યારી.

**ઇચ્છનકુંવરી—રાગ કલ્યાણ.** ( શ્રી જગતપતી એ ચાલ. )

પ્રીય પતી અતિ, શુરા ચમત્કૃતી;
બળતાના થયાછો બેલી, કીધી આકૃતી. ટેક.
વીર પુરૂષ જો નોય વિશ્વમાં, શેષ સહે કેમ ભાર;
પાપ તણો પ્રતીબીંબ થાય ત્યાં, વિષ્ણું ધરે અવતાર. પ્રીય.
શુરવીર કદી રહે નહીં છાના, ઉદય ચંદ્ર આ વાર;
પૃથ્વી ફોડી મારે પલમા, પાપીને નીરધાર. પ્રીય.

**પૃથુરાજ—** **રાગ ક્ષત્રીકલંકનો.**

જન્મ આપ્યો જનેતા સંસાર, રજપુત કેમ રણથી ડરેરે;

કર્ન આપ્યું છે કીરતાર, ક્ષત્રી ન પાછી પાની કરે રે.
નથી ધર્યો વ્યંડરનો વેશ. રજપુત કેમ રણથી ડરે રે;
દુખ્યો નથી શુરાનો દેશ. ક્ષત્રી ન પાછી પાની કરે રે.
ખુટયું નથી ક્ષત્રીનું નુર, રજપુત કેમ રણથી ડરે રે;
સામસામાં ઉડાવે શીર. ક્ષત્રી ન પાછી પાની કરે રે.
પાંડવ પાછા ફર્યાનું નીમ; રજપુત કેમ રણથી ડરે રે;
તે. તો ભારથ લાજે ભીમ. ક્ષત્રી ન પાછી પાની કરે રે.

માટે હે પ્રાણપ્રીયા તે બાબત કંઈ પણ અંતરમાં વીચાર હોય તે આ વખત અળગા કર. અને ભુખી તેગને ભોગ આપી કાલે ભોળા ભીમદેવને મારી, ફતેહનાં નિશાન ઝળકાવું તોજ મારૂં નામ પૃથુરાજ ચહુઆણ પૃથ્વી ફોડી દુશ્મનને પાયમાલ કરૂં અને આખા હીંદુસ્તાનના રાજાઓ મારો ચોર છુપાવી શકે તેમ નથી. કેમકે આખો ભરતખંડ ચકવે કરેલ છે, તેથી પંખી પણ ઉડતું મારા ત્રાસથી પાંખો ફફડાવી નાસી ઝાડીમાં સુંતાઈ જાય છે ને તોપના ગોળાની માફક મારી તેગ ફરી કે ઘાસની માફક લશ્કરતો કાપી નાખું. પ્રીયા તે બાબતનો વહેમ બીલકુલ કાઢી નાંખ. હવે રાત્રી ઘણી વીતી ગઇ છે માટે હું જઉં છું. ( જાયછે. )

---

## પ્રવેશ ૯ મો.

**સ્થળ**—આબુમાં જેતસીપરમારની કચેરી.

**જેતસીપરમાર**—કેમ પ્રધાનજી દીલ્લીથી હજી પૃથુરાજ કેમ નહીં આવ્યા હોય ? કારણ કે તે કદી આવ્યા વીના રહે તેમ નથી.

**પ્રધાનજી**—મહારાજાધીરાજ મને આવવાના પડઘા વાગ્યા કરેછે. ( એટલામાં સીપાઇ પૃથીરાજને પ્રવેશ કરાવેછે તેથી બંનો

અરસપરસ મળી બેસેછે )

**જેતસી**—પૃથુરાજ તમારૂં દર્શન થયું એ મોટો લાભ થયો.

**પૃથુરાજ**—આપનો કાગળ વાંચી એકદમ છાવણી સજ્જ કરી અહીં આવ્યા છીએ. ( એટલામાં થરથરતો થરથરતો ) ભોળોભીમદેવ શીપાઇને બોલાવીને. )

**ભીમદેવ**—તારા રાજાને વરધી આપ કે ભોળાભીમદેવ આવી ચુક્યા છે. લડાઇ શીરૂ કરો.

**સીપાઇ**—( જેતસીપરમારને ) મહારાજા ધીરાજ અણહીલ-પુરપાટણનો રાજા ભોળોભીમદેવ આપણા કીલ્લા પાસે લશ્કર લઇ ઉભોછે માટે શું કરવું છે.

**જેતસી**—( પૃથુરાજને ) આ કામમાં હું તમારી બહાદુરી જોવા ઘણો ઈન્તેજારી છુ. તેટલા માટે આપની ખરી ક્ષત્રીવટ જોવાને તમને ખાસ અહીં બોલાવેલ છે માટે કેમ?

**પૃથુરાજ**—બહુ સારૂં હું કાંઇ દુશ્મનોની ભીડમાં માથુ મુકવા જરા પણ આંચકો ખાતો નથી. અરે! બીચારૂં ભોળુંભીમડું કોણ છે! મારો ચાંદીયો અને ચટણીખાં એ સીપાઇ અધરથી મારી નાંખશે. તેમાં મારૂં કામ નથી.

**જેતસી**—શાહબાસ, શાહબાસ, તે કામને ઢીલ ન કરો કે પાછું વીઘન ન આવે.

**પૃથુરાજ**—બહુ સારૂં, અરે ચાંદુ અને ચટણીખાં! જાઓ તેને જલદી મારી નાંખી ખુશી ખબર આપો કે અમે ભોળાભીમદેવની લાશ જોવા ઘણા ઈન્તેજારી છીએ. માટે જલદી કાતીયાણુ કાઢી નાંખો

**બંને**—બહુ સારૂં આ ચાલ્યા. ( જાયછે લડાઈ કરેછે તેમાં ભોળોભીમ પડેછે તે પૃથુરાજને ખબર આપતાં. )

**જેતસી પરમાર**—આ ખુશાલીના બદલામાં હે પ્રથીરાજ ચહુઆણ હું મારી ઈચ્છન કુંવરી આપને અરપણ કરૂંછું. (લગ્ન કરી આપે છે) (જાય છે)

---

## પ્રવેશ ૧૦ મો.

**સ્થળ**—રસ્તામાં પ્રથુરાજ ચંદને કહે છે.

**પૃથુરાજ**—પ્યારા ચંદ આપણાં ઈચ્છન સાથે લગ્ન થયાં એ કામ સારૂં થયું હવે અજમેરમાં જઈ આપણો પ્રધાન ક્યમાશ મેં સાંભળ્યું છે કે વ્યભીચારી થઇ ગયોછે માટે તેમ હોય તો તેને શીક્ષા દઈએ.

**ચંદ**—વાસ્તવીક છે મહારાજા ધીરાજ વ્યભીચાર કરવો એ સારા માણસનું કામ નથી માટે આપને ગમે તેમ કરો તે બાબત ચતુરને શીખવવું હોયજ નહીં અને સમુદ્રને પાંણી દેખાડવાં હોયજ નહીં આપ સર્વ ગુણ સંપન છો હવે ચાલો અહીંથી આપણે કેટલાક કામ કરવાં અધુરાંછે તેથી નાહક રોકાવું નહીં.

**પૃથુરાજ**—હા ચાલો ચંદ તમે મને શાંતી આપનાર એક અમૃત કલ્પતરૂ છો તમારાં દર્શનથી અને વાકવીનોદથી હું તૃપ્તી પામી જય મેળવું છું. તમે પણ એક ખરા ખેરખાયા અને બહાદાર છો ચાલો હવે. ( જાય છે )

---

## પ્રવેશ ૧૧ મો.

**સ્થળ**—અજમેર કર્ણાટકીનો શયનગ્રહ કયમાસને આવતા જોઇને ઘણો આનંદ લાવીને.

**કર્ણાટકી**—( તેરા ઈશ્ક મેને લીયા ફકીરી કયા બાનાં. રાહ.)

આનંદ સાગર આજ ઉછળ્યો, મોતીડે મેઉલા વરસ્યા;
ભલેં પધાર્યા ઘેર અમારે, ત્રીયા મુસાફર છે તરસ્યા.
કોકીલ આંબા વૃક્ષ ચડી જેમ. ટહુકા વારંમવાર કરે;
ઘન બપૈયમેં ઝુરતી ઘટમાં, પ્રાણપ્રીય અબ આય ઘરે.
દર્શન લાભ થયો દિલ ભારી, સુર્ય ઉદય થયો સોનાનો;
પ્રાણ તણા પ્યારાજ પધાર્યા, લાવું સોપારી ને પાનો.
હલદી જલદી જેમ તજીદે, ચુનો શ્વેત તજી લાલી;
પ્રેમ બીડલાં ઉડે પીયારાં, જોબન મદની રેલ ચલી;
પ્રીતમ મારા ભેટયા પ્યારા, પારશ પરશી કનક કળી;
ગંગા નહાતાં ઘટે પાપ દીલ, અવીચળ પદવી આજ મળી.
વેરી દેખી વલખાં મારે, ત્રુટે તાગ તેના તનમાં;
શુરાપણાનાં ચીન્હ બતાવે, ફાવે નહીં કોઇ રણમાં.

**કયમાશ**—( ધીરજથી. )

## આશાગોડી.

સુખ રહ્યું છે છવાઇ, પ્રીયા આજે, સુખ રહ્યું છે છવાઇ; ટેક.
નેનાં છે પણ અંધ નજર છે, પ્રેમ રહ્યો પથરાઇ. પ્રીયા.
ભમર ભમેછે કમળ કુસુમપર, લુબ્ધ ગયો લીપટાઇ; પ્રીયા.
અત્તર ગુલાબી અંગે બેહેકે, ચીત છબી સરસાઈ; પ્રીયા.
સતમ કરે તારી આ ખુબ સુરતી, સુંદર છે સુખદાઈ. પ્રીયા.

**અહા કમળ વદની કર્ણાટકી તારી છબી અને તારૂ મંદ મંદ હસવું, તારાં નીર્મળ ચતુર નેત્રની ચપળતા આકાશમાં વર્ષા રૂતુએ વીજનો ચમકારો મારી ચીત ચોરી દીલને દગ્ધ કરે તેમ તારી કુરંગી આંખ મને અતી આનંદ ઉપજાવે છે ખરે ખર** તારી કાયાની અંદર કામદેવની કોમળ મુર્તી કયાં હશે? **તેને,**

મને કલ્પીત વીચાર થાયછે તારાં મનોહર વાક્યો અને સુંદર શ-કોમળ સ્વર સાંભળી ઘણો વીહોતુર છું તારાં મીઠાં વચન મારૂં મન લલચાવેછે હૈયું હાથ રહેતું નથી જોબનરૂપી ફાંસીમાં ઝુલતું પંખી મહાસાગરરૂપી પ્રેમમાં લુબ્દ થઇ જીવ ઘુંચળીયું મારે છે માટે હવે વાકવિનોદ ચલાવીએ.

**કર્ણાટકી**—આપની પ્રીતીનું આકર્ષણ કરવા મારી સત્તા નથી છતાં આ ફાની દુનીયાની અંદર પ્રીતમ વીના એક પણ ચીજ મને પ્યારી લાગતી નથી ખરેખર આપની સુંદર પ્રીતી અને આલીંગન હરવખત યાદ આવી દીલને ડોલાવી પ્રેમ સાગરમાં ગુમ થઇ જાઊંછું

**કયમાશ**—કર્ણાટકી તારાં જોબનની છટા અને તારા શૃંગાર યુક્ત અલંકાર વસ્ત્રો દેખી મારી ચક્ષુમાં ઉંઘનો આવેશ બહુ આવેછે માટે બેઘડી તારા ખોળાની અંદર મારૂં મુસ્તક રાખી શયન કરૂં અને પછી જીવ ઠેકાણે આવશે ત્યારે પ્રેમ ક્રીડા કરશું માટે શી મરજી છે ?

**કર્ણાટકી**—હા પ્યારા દીલોજાન આપની એવી મરજી છે તો બેઘડી આપ શયન કરો પછી વિલાસની વાતચીત કરશું ( કયમાશ સુઇ જાયછે ત્યાં પૃથુરાજ આવી ગુહ્ય રીતે તેને સ્વગત અરે આ વ્યભીચારી દુરાચરણી અહીં સુઈ ગએલો છે માટે આવો વખત ફરી નહીં મળે માટે (બાણુતાકી) લે આ તારા કર્મનું ફળ ભોગવ એમ કહી કયમાશને બાણ મારેછે એટલે કયમાશ પડી જાઈ બેઘડી વાર થયા પછી અને પૃથીરાજ ગયા પછી એકદમ બેબાકળો ઉઠીને )

**કયમાશ**—( પેટપકડી) અરે આ બાણ નક્કી પૃથુરાજનું જ, બીજાનું કદી હોયજ નહીં. ( એમ કહી પડેછે તે જોઇને. )

**કર્ણાટકી**—(સ્વગત) અરે આનું કામ નીકળી ગયું ચાલ હવે બીજાં રાજવળામાં જઈ દીવસ ગુજારીએ નીકર સવારમાં પુરી ફજેતી થશે. (જાયછે) ડ્રોપસીન પડેછે.

---

# अकं ३ जो.

## પ્રવેશ ૧ લો.

**સ્થળ**—કનોજ પૃથુરાજની કચેરી.

**પૃથીરાજ**—પ્યારા ચંદ આપણે જયચંદની કચેરીમાં જવું તે તેને ખબર ન પડવી જોઈએ એમ છાની રીતે જવું.

**ચંદ**—તેમાં શી મોટી વાતછે તમે મારી ઝારી પકડી મારૂં માણુસ થઇ અને દરેશ બદલી ચાલો કાંઈ ફીકર નહીં.

**પૃથીરાજ**—બરાબર છે લ્યો હું લુગડાં બદલાવી નાખું.

(લુગડાં બીજા પહેરીને ) ચાલો.

( જાયછે. )

---

## પ્રવેશ ૨ જો.

**સ્થળ**—જયચંદની કચેરીમાં ચંદ અને પૃથુરાજ બંને જાયછે.

**જયચંદ**—પ્રધાનજી આ સ્વયંવર મંડપ રચવામાં કંઇ પણ ખામી નથી સર્વ રાજાઓ એકઠા થઈ કાલે ઇચ્છાવર થશે માટે આપણા જેવો કોઇ ભાગશાળી નથી તમામ ઠેકાણે કંકો-ત્રીયું લખીછે પણ પૃથીરાજનુ આમંત્રણ રદ કરેલ છે તેથી તેનું પરીણામ શું નીપજશે?

**પ્રધાન**—મહારાજાધીરાજ કાંઈનહીંતેનાથી શુ [illegible]ાનં હતં.

( એટલામાં

**શીપાઇ**—મહારાજ આપની કચેરીમાં ચંદ બારોટ આવવા રજા માગેછે માટે કેમ.

**જયચંદ**—ખુશીથી આવવાદો કાંઇ ફીકર નથી.

**ચંદ**—(આવીને) **છપ્પો.**

શર શર હંસ નહોય, બાજ ગજ રાજ ન દર દર;
તર તર સુફળ નહોય, નાર પતીવ્રતા ન ઘર ઘર;
ફન ફન મની નહોય, મલય ગીર હોય ન બન બન;
તન તન સુમતી નહોય, મોતી જલ બુંદ ન ઘન ઘન;
રન રન શુર નહોય, સબ જન હોય ન ભકત હર;
કવી ગઘ કહે ગુણીજનો, સબજ નહોય ન એકસર.

ભલે બાપ ભલે આજ તમારી બરોબરી કોઈ નથી કે મોટો સ્વયંવર ઘણા ઠાઠથી રચ્યોછે વાહ તેની શું તારીફ કરૂં ધન્ય છે તારી માતપીતાને.

**જયચંદ**—વારૂ ચંદ તેતો ઠીક પણ પૃથીરાજ કયાંછે અને તેના સ્વરૂપનું વર્ણન કરો?

**ચંદ**—બહુ સારૂં અંનદાતા (પૃથીરાજ સામુ જોઈ પાછો જયચંદ સામે. જોઈને કવીતો બોલેછે.)

**સવૈયા.**

સીંધ નાદ કેશીરીકો, ગર્ભ નીકો ગર્ભ છુટે;
ઘાટમેં બડો અટંકી, ગંભીર ગજ રાજહે;
સપાટમેં શુરાકું, ચોટ નાખી શેષ નાગ,
બીજુરી ઝબુકે બાન, તેતરપે બાજહે;
ભીટે ચડેલ મલ્લ, કબહુન છોડે ત્રોડે,
ખલક સબ ખોદી વાકા, સુરા સબ ખાજહે;
સીહકે સપાટમેં બચે નાહી શુરો બાલ,

આલમકી બીચ એહી, મેરા શીર તાજહે;
મૃગસી ચપલ આંખ, શ્વાન જેસી નીંદ નેના;
અલ્પ અહારી માધવનલ, બગ જેસા ધ્યાનહે;
અંગમેં ઉદારતાહે, મંદ મંદ હસનેકા;
ભારથમેં ભડ એસા, ભાથે રામ બાનહે;
ભટકા સબ ભૂતલમેં, અદલહે અટંકી સુર;
જાંબુ દ્વીપમેં ન એસી, જોડી જીવ જાનહે;
ધીંગાનેમેં ધરાકું ધ્રુજાવી ધુઝાવી બડા,
જોરાવર જોદ્ધાકું, અખાડીં સમાનહે;
ધ્રુવહે અવીચલવો, ધરામેં ધરાયો આપ,
કાન્તીમેં કજીયાકો પીર પૃથુરાજહે;
દીનનીશ દુશ્મીન ડોલાવી હરે દારા;
બોલી ભીમ ઝીંત્યો, એસી સામદ સમાજહે;
શાહ્યકું સતાયો બોત, ગઢપતી ગીઝનીકો,
કાલાવાલા કીયા ઐસા, ગરીબનીમાજહે;
ભીખન ભડવીર એસો, ભરતખંડે હુવો ભાણ;
શ્રેષ્ઠહે ચહુઆણ વાકો, અવીચલ રાજહે.

**જયચંદ**—(પોતાના પ્રધાનના કાનમાં) આની સાથે છે એજ પૃથીરાજ નહોય? હોય ખરો. એમ લાગે છે પણ કેમ તેને પુછવું તે આવો વેશ કોઇ દીવસ પહેરે નહીં. કેમકે શુરો કદી ચીંથરાં પેહેરી શેવા બજાવા જાય નહીં. માટે કેમ કરવું છે. ?

**પ્રધાનજી**—( જયચંદના કાનમાં) એક યુક્તિ શોધી કાઢી છે. જો પૃથુરાજ હશે તો કર્ણાટકી ઓઢીને આવશે. કેમકે પૃથીરાજના પ્રધાન કયમાશે તેને રાખેલી હતી. અને તેને તેણે તેજ કારણ મારી

નાંખ્યો છે માટે પૃથીરાજ હશે તો કર્ણાટકી ઓઢીને દીલ સંકોચતી આવશે.

**જયચંદ**—બહુ સારૂં. સીપાઈ કર્ણાટકીને અહીં બોલાવો!

**શીપાઈ**—બહુ સારૂં મહારાજા હમણાં બોલાવી લાવુંછું.

( કર્ણાટકીને છેટેથી આવતી જોઇ ચંદ અને પૃથીરાજ ઈશારે સમજાવે છે તેથી કર્ણાટકી ચેતી ગઇ. પછી કર્ણાટકી પૃથીરાજને ભાળી ઓઢીને પાછું કાઢી નાંખી કચેરીમાં આવેછે તે જોઈને. )

**જયચંદ**—( કર્ણાટકીને ) તું કોઈ દીવસ માથે ઓઢતી નથી. ને આજે માથે ઓઢીને પાછું મોઢું ઉઘાડું રાખી કાઢી નાંખ્યું તેનું શું કારણ છે?

**કર્ણાટકી**—મહારાજા આ જે ચંદબારોટ છે તે પૃથીરાજનું અર્ધું અંગ ગણાય છે માટે મેં ઓઢી પાછું કાઢી નાખ્યું. ને પૃથીરાજ હોય ત્યારે મારે મરજાદથી ઓઢી રાખવું જોઇએ.

**જયચંદ**—બહુ સારૂં. જા પાછી તારે મહોલે. આ ચંદબારોટને માટે પ્રધાનજી સીધાં સામાનનો બંદોબસ્ત કરજો.

**પ્રધાનજી**—બહુ સારૂં મહારાજા ધીરાજ.

**જયચંદ**—શીપાઈ કચેરી બરખાસ્ત કરો.

**શીપાઈ**—મહારાજા ધીરાજ જયચંદ રાઠોડની કચેરી બરખાસ્ત. નીધા રખો મેહેરબાન. સર્વે જાયછે.

---

## પ્રવેશ ૩ જો.

**સ્થળ**—પૃથીરાજની છાવણી.

**પૃથીરાજ**—સીપાઇઓ ચોકીપેરો બરાબર રાખજો, કેમકે દુશ્મનોનાં માથે નગારાં ગડગડે છે તેથી સાવધ રહેવું

**હાહુલીરાય**—મહારાજા આકાશમાં અંધકાર વખતે પંખી

સંચાર કરે તો તેના અવાજ ઉપરથી ઉડાવી મુકું, અને માણસના ભણકારા, અને પગલાંના ઘસારા ઉપરથી એકદમ ગોળી મારી પાયમાલ કરી નાખું. તે બાબત જીવને સંતોષ રાખી શાંતીથી સુખે નીંદ્રા કરો. જીભને દાંત ભળાવવા હોયજ નહીં. અને શુરાઓને શીખવવું પડેજ નહીં તે બાબત આપને નીચીંત રહેવું.

**પૃથીરાજ**—સાહબાશ છે, હાહુલીરાય તમારી ખબરદારીને તમારૂં શુરાતન જોઊંછું તો આખા હીંદુસ્તાનમાં આપની જોડ મળવી મુશ્કેલ છે માટે ચાલો ચંદ આપણે નીંદ્રા કરીયે.

**ચંદ**—પધારો પૃથીનાથ ( સુવેછે એટલામાં શાહબુદીનઘોરી અને તેનું લશ્કર નીકળેછે, તેને હાહુલીરાય અને સીપાઇઓ પકડીને કેદ કરે છે. અને પૃથીરાજ પાસે જઈને. )

**શીપાઈ**—મહારાજા ધીરાજ સજાગ થાઓ. શાહબુદીનઘોરીના લશ્કરમાંથી તેને પકડી હાહુલીરાએ કેદ કરેલ છે માટે શું હુકમ છે? ( પૃથીરાજ અને ચંદ બહાર નીકળીને. )

**પૃથીરાજ**—તેને મારા પાસે લાવો. (લાવી હાજર કરેછે એટલે.) તમને આ વખત સાતવાર કેદ કર્યા પણ બીલકુલ શરમ નથી સીપાઇ આનું માથું કાપી નાંખો. હાહુલીરાય શું કરવું છે?

**શાહબુદીન**—પૃથુરાજ મેરા ગુન્હા માફ કરકે મેરેકું જમીનદોસ્ત મત કરો મેં તુમેરા ગુલામ હું. ખુદાકે બસ્તે એક દફે મેરેકું છોડદો. કભી આપકા નામ સુનકે ગીજનીકા રસ્તા પકડ લઉં ઇસી બાસ્તે મેરેપર નીધા રખકે છોડદો હજરત

**પૃથીરાજ**—( દયા ધરી) આ વખત તમારા આઠ હજાર ઘોડ દંડ કરી જીવતા મુકુંછું. હવે પછી કોઈ દીવસ હાથ પડશો તો તમને તમારી વાત સાંભળ્યા વિના રાઇ રાઇ જેટલા કટકા કરી

નાંખીશ. માટે જાઓ આ વખત છોડી મુકું છું. અને અત્યારથી ગીજનીનો રસ્તો પકડો નહીંકર પાયમાલ કરીશ,

**શાહબુદ્દીન**—બોત અચ્છા પરવરદીગાર. મેને આપકા ગુન્હા કીયા હે સો માફ કરો. મેં આપકા કુત્તા હું. મેરેકું છોડદો. મેં કભી મોં નહીં બતાવું. આપકા નામ સુનકે ભાગ જાઉં.

**પૃથીરાજ**—હાહુલીરાય આને છોડી મુકો અને દંડ લેજો.

**હાહુલીરાય**—બોત અચ્છા. ઘોડા છે તે કબજ કરેલા છે (છોડીમુકે છે તે પછવાડે વારે વારે જોતો જોતો અને થરથરતો ચાલ્યો જાયછે ને કહેછે કે ખુદાયેં મેરા જાન બચાયા. કભી છેડ ના કરૂં બડા ફીતુરી આદમી હે. ઉસકી નજરસેં મોં છુપાઉં.)

(જાયછે.)



## પ્રવેશ ૪ થો.

**સ્થળ**—સંયોગતાનો બગીચામાં શયનગ્રહ.

**સંયોગતા**—(કર્ણાટકી પ્રત્યે.)

મારારે સ્વામી બોલોની વા'લા. એ રાહ.

દાસી સુંણ વિનતી એક મારી, પુરૂપ પૃથીરાજની હું પ્યારી. ટેક.
કાલે મહોલે બેઠી બેઠી જોતી, લડાઇની વાત સુણી રોતી. દાસી.
દીસે કામદેવ તણી મુર્ત્તી, છબીલાની જોઈ પ્યારી સુરતી; દાસી.
તીહાં જઇ તેડી લાવો તેને, નીંદ્રા મને નહીં આવે તેને, દાસી.
એણે ચીત મારૂં ચોરી લીધું, કાલે મને દર્શન તો દીધું. દાસી.

**કર્ણાટકી**— **ધનાશ્રીની ગજલ.**

કરો ન દીલ ઉદાસ, બાઇ મારી, કરો ન દીલ ઉદાસ. ટેક.
કાલે દીઠા હતા જુધ કરતા તે, તેડી લાવું તમ પાસ. બાઇ.

કાચી કળીસમ કાયા તમારી, ભમર ફરે ચોપાસ; બાઇ.
ગંભીર આવીને કરશે ગુંન્જારવ, રાખો ન દીલ નીરાશ. બાઇ
નાથ વીના નવજોબન સુના, સુના મહોલ અવાસ; બાઇ.
જાઉં જલદી એને લાવું બોલાવી, કરજો ભોગ વિલાસ. બાઇ.

હું તેને બોલાવી આપની પાસે હમણાંજ તેડી લાવુંછું. માટે તમે તે બાબત ધીરજ રાખો ઈશ્વર તમારી આશા પુરણ કરશે.

**સંયોગતા**—દાસી ખોટી થવાનો વખત નથી. જેમ જેમ વાર લગાડેછે તેમ તેમ મારી ઘડી વર્ષ જેવી જાયછે. માટે ઢીલ ન કર. અને વહેલી તેડી લાવ. આ વખત મારૂં અંતઃકરણ કામની જવાળથી ઉભરાઇ શરીરની શુદ્ધબુધ ભુલી ગઇછું તેથી તું આ કામમાં ફતેહ પમાડ એવો તારો મને ખાત્રી પુર્વક ભરૂસોછે.

**કર્ણાટકી**—બહુ સારૂં બાઈસાહેબ. પણ હજી આપ કુંવારાં છો તેથી કોઇ પુરૂષનું મોઢું જોવું વ્યાજબી નથી. આપનું જોબનરૂપી ફળનો કોઇએ સ્વાદ ચાખ્યો નથી, અને પતી પણ નીર્માણ થયો નથી. ત્યાં આવી વાત વિચારોછો તે કાંઇ ઠીક નથી.

**સંયોગતા**—તું મને દાઝયા ઉપર ડામ, અને બળતામાં વારી નાંખવા શું કરવા તારા મુખમાંથી મને નાઉમેદ કરેછે. તું દાસીછે માટે તારો ધર્મ બજાવ, અને આ કામ ફતેહ કરી મારૂં દીલ ખુશી કર. જેથી તારી પ્રીતીનો બદલો વળી ગયો એમ માનીશ માટે જા.

**કર્ણાટકી**—બહુ સારૂં. આપનું દીલ તેની સાથે લાગેલું છે માટે હમણાંજ તેને લાવી આપની શેવામાં હાજર કરૂંછું. તે બાબત તમારે નચીંત રહેવું. (જાયછે.)

---

## પ્રવેશ ૫ મો.

**સ્થળ**—રસ્તામાં કર્ણાટકી ગાયછે:

**આશાગોડી.**

મન ગમતો નર માણે, કામી જન, મન ગમતો નર માણે. ટેક.
જોબન મદમાં અંધ બનીને, શત્રુ મીત્ર ન જાણે; કામી.
પીતા તણો એ પ્રીતમ વેરી, વરશે એને પરાણે. કામી.
જેની સાથે જીવ બંધાણો, વિધ વિધ તેને વખાણે; કામી.
માબાપો ને કુટુંબ કરી દુર, અંદેશો નહીં આણે, કામી.
ધીઃક ધીઃક જોબન જાળવીયું નહીં, સાર અસાર ન જાણે. કામી.

સાતવાર ધીઃકાર છે, તારી સ્ત્રી હઠને કે તારા પીતાના દુશ્મન સાથેજ તારો જીવ બંધાણો! તે માતાના ગર્ભમાં રહી તેની શેવા ન બજાવતાં કુટુંબનાં નાક કપાવવા આગળ પગલું ભર્યું; ધુળ પડી તારી જોબનાવસ્તામાં કે તું તારા પીતાનુંજ માથું કપાવવા તૈયાર થઇ આવું દુરાચરણી કામ આરંભ્યું. અરે ધીઃકાર છે તારા રૂપને કે, તું દુશ્મનને હાંસી કરાવા તારૂં જોબન, અને તારી કાયા બતાવવા આતુર થઈ. ચાલ પ્રભુ! હુકમને તાબે રહેવું તે નોકરનો ધર્મ છે. માટે હવે બંનેને ભેળાં કરી દઉં, નીકર ક્યાંક જીવની ઘાત કરશે. (જાયછે.)

---

## પ્રવેશ ૬ ઠ્ઠો.

**સ્થળ**—પૃથીરાજની છાવણીમાં કર્ણાટકીનું આવવું.

**સીપાઈ**—મહારાજાધીરાજ કોઇ ઓરત આપની પાસે આવવા ધારે છે.

**પૃથીરાજ**—ખુશીથી આવવા દો. (આવેછેતે.)

**કર્ણાટકી**—(લાજ કાઢીને એક તરફ ઉભીછે એટલે)

**પૃથીરાજ—** રાગ માઢ.

અરે પ્રીયા કોણ કાજરે, કેમ આવીછો આંહી;
અચરજ લાગે મને આજરે, કેમ આવીછો આંહી. ટેક.
જયચંદ કેરો જય કરવાને, જોગણીઓની જાત;
કનોજ કેરી શું રક્ષા કરવા, છળ કરવા સાક્ષાત. અરે.
શુરો થઈશ હું શું શુરવીરમાં, આગળ થઇ ઉત્પન્ન;
વર વરવા શું આવી અપ્સરા, લેવાને વચન. અરે.

**કર્ણાટકી—** રાગ ઉપરનો.

પ્યારા સુણો પૃથીરાજ રે, કહું સાચીરે બીના;
તેડાવ્યા તમને આજરે, કહું સાચી રે બીના. ટેક,
નથી અમે જોગણીયો કે, નથી અપસરા કાંઇ;
સંયોગતાની દાસી હું છું, બોલાવે મારી બાઈ. પ્યારા.
સંયોગતાને જો ચાહો તો, ચાલો મારી સાથ;
નહીં આવો તો નીશ્ચે રાજા, કરશે આતમ ઘાત. પ્યારા.

**પૃથીરાજ**—અહા ! શું સંયોગતાનો વૈભવ કે તેની પાસે ત મારા જેવી તો દાસીયો છે. પણ વારૂ મને એકવાર સંયોગતાન દર્શન કરાવો કે વખતે મારૂં આ લડાઈમાં મરણ થાય તો જીવ અસદગતીએ જાય નહીં.

**કર્ણાટકી**—પધારો મહારાજાધીરાજ આપની ઉમેદ પુરી થશે.

**પૃથીરાજ**—ચંદ તમે આ છાવણીનો તપાસ રાખજો. હું પાછો હમણાંજ અહીં આવું છું.

**ચંદ**—મહારાજાધીરાજ વિચારીને પગલું ભરજો, અને ચેતીને ચાલજો એવી મારી છેવટ માગણી છે.

**પૃથીરાજ**—કાંઇ ફીકર નહીં ચાલો. ( જાયછે. )

## પ્રવેશ ૭ મો.

**સ્થળ**—કનોજમાં સંયોગતાનો (બગીચો) શયનગ્રહ પૃથીરાજનું આવવું.

**સંયોગતાં**—( એકલી)

( ઓ કુદરતના કરનાર, ખલકના સ્વામી એ રાગ. )

આ કુંજ પ્રફુલીત, વ્રક્ષ, ખીલી વન વેલી;
આ મંદ મંદ સુગંધ, કરે મન ઘેલી.
પ્યારા હે પ્રાણાધાર વસંત પ્રફુલ્યો;
ભુલો પડીયો શું ભમર, ભાન તું ભુલ્યો.
આ દેખી આંબા મોહોર, હરખ ઉછળે છે;
જાણે કામદેવની ઉપર, ચમર ઢળે છે.
છે કોકીલ શબ્દ મધુર, કાળજું છેદે;
ભરજોબન હુંજ ખીલેલ કામ અતી ભેદે.
આ સીંહ ભક્ષ શીયાળ, જાય નહીં ફાવી;
પૃથીરાજ દીલની દાઝ, ઓલાવો આવી.

( કર્ણાટકી તેડી આવેછે. )

**પૃથીરાજ— રાગ ઉપરનો.**

હે કોકીલ કરન ઉચાટ, માધુબન છોડી;
આ મોર મનોહર ચહાય, આવ્યા છે દોડી.
માથું જો મારૂં જાય, તુંને નહીં છોડું;
મણીધરને મારી ઠાર, ધણો છંછેડું.

**સંયોગતા— સોરઠની ગજલ.**

પ્રાણનાથ ભલે પધાર્યા, જોતીતી તમ વાટડી;
ઘર બેઠાં ગંગાજી મળી, મારી દેહી અમર થઈ પડી. ટેક.

પરરાજ કેરો પરાજય કરવો, માથા સાટે માલ છે;
પરમેશ કૃપા કરજે હવે, એ વીનતી મારી હાલ છે. પ્રાણ.
પ્રાણનાથ "પારશ" પરસતાં, મારી દેહી કંચન થઇ ગઈ;
કરો જંગ વરો ઝટપટ મને. આજે દેહીઅર્પણ થઇ રહી પ્રાણ.

**પૃથીરાજ**—( જુસ્સાથી. )

**રાગ ઉપરનો.**

જેમ તેતર ઉપર બાજ છે, પ્રીયા જાણું સર્વે રાજને;
ચડયો ચોટમાં ઉગરે નહીં, એમ નીશ્ચે જાણો આજને.
સાતવાર સાહબુદીનને, ચડી આવ્યો મોટી ફોજ છે;
હરાવ્યો હૈયે ધરી હામને કોણ માત્રમાં આ કનોજ છે.
જુવો જાદવકુળનો ભુપતી, વીજયસુર નામે રાજા હતો;
તેની પુત્રી જે પદમાવતી, સુરા સર્વ જીતી લાવ્યો હતો.
આબુ ઉપર સરદાર છે, નામ જેતસીપરમાર છે;
ભોળો ભીમ જીત્યો ક્ષણું એકમાં, અણહીલપુરે સરદાર છે.
તે કારણ ઈચ્છનકુંવરી, થયો મોહાતુર અપાર છે;
લીધી મેં કન્યા લડી તેહને, મગદુર કોના ભાર છે.
માનવ દાનવ કે દેવતા, કદી ઈંદ્રિ આવી ચડી લડે;
પૃથીરાજ સુરો રણમાં ચડે, જેમ સેન માંહી સાવજ પડે.

**સંયોગતા**—( પીયુને તજાવનાર વેરી અલંકાર એ રાહ.)

કર્ણાટકી ચોખા કંકાવટી હવે લાવ;
કરવાં છે ગાંધર્વ લગ્ન, ભેટયા તણો ભાવ.
પ્યારા પ્રાણનાથ મળ્યા દુધે ઉઠયા મેઘ;
જો તું મળ્યું જોડલું આ રૂડી દીસે તેગ.
ચંપા કેરા છોડ સાથે વીંટી નાગરવેલ;

આજ મારા અંગ માંહી, રેલી પ્રેમ રેલ.
સૌભાગ્યરક્ષક પ્રાણનાથ છે મળેલ;
કામદેવ રૂપી મને ફળીયો ખીલેલ.
ચંદ્રવદનીને ચંદ્ર મળ્યા મારી બેન;
ચંદને વીંટાઈ નાગ ઝુરે સારી રેન.
પ્યારા પ્રાણનાથ હવે આવું તમ સાથ;
તમ વિના ચેન નહીં ઝુરૂં દીન રાત.

**પૃથીરાજ**—બહુ સારૂં પ્રીયા ચાલો મારી સાથે.

(જાયછે.)

---

## પ્રવેશ ૮ મો.

**સ્થળ**—પૃથીરાજની છાવણી.

**પૃથીરાજ**—પ્યારા ચંદ તું જયચંદને આ કાગળ આપજે. બે-ચાર સામદો લઇ કહી આવો કે પૃથીરાજ તારી પુત્રીનું હરણ કરી લઈ જાય છે, માટે માંટીપણું હોય તો બતાવજે.

**ચંદ**—બહુ સારૂં મહારાજા ધીરાજ. (જાયછે.)

---

## પ્રવેશ ૯ મો.

**સ્થળ**—જયચંદની કચેરી. ચંદ અને સામદો તલવાર ખુલ્લી કરી કહેછે. અને કાગળ હાથમાં આપેછે.

**ચંદ વીગરે**—અરે જયચંદ તારી પુત્રી સંયોગતાનું હરણ કરી પૃથીરાજ જાયછે માટે પેટમાં દુઃખતું હોય તો માંટી થઈ આવજે અમે તને ચેતાવીએ છીએ. (એટલું કહી જાયછે પછી)

**જયચંદ**—(ધ્રુજતો ક્રોધમાં)

### રાગ ક્ષત્રીકલંકનો.

પશુ પક્ષી નીસાચર જાત, ભટકી મરે શું ભુંડે હાલેરે;
જાણું ચૌહાણ કેરી જમાત, કદી ન બને કોઈ કાળેરે.
સંયોગતા છે રાજકન્યાય; ભટકી૦
રસ્તો રૂશીકુળનો ન લેવાય. કદી૦
માગણ જુઠા બોલી હોય જાત; ભટકી૦
અન્ય સ્થળ જઈ કરે ઉત્પાત. કદી૦
એસે રાઠોડ કુળને કલંક; ભટકી૦
રત્ન રોળે શું આવીને રંક. કદી૦

પ્રધાનજી ઘણું ગેરવ્યાજબી થયું. જોઈએ કાગળમાં શું પૃથીરાજ લખેછે ચાલ વાંચીનો જોઉં, શી બીના છે

### રાગ ક્ષત્રીકલંકનો.

આપ સાગર હું વરસાદ, જયચંદ વાત નક્કી જાણોરે;
વેદ વાક્ય આ રાખજો યાદ, અંદેશો નહીં ઉર આણોરે
આપ મેરૂ છો ચતુર સુજાણ. જયચંદ.
હું છું ગલ્લકી નદીનો [1]પહાણુ; અંદેશો,
તમે છો વડ વૃક્ષ ઘટા ટોપ; જયચંદ.
હું છું તુળશી કેરો રોપ; અંદેશો..
આસમાન સમાન છો આપ. જયચંદ.
હું છું ચંદ્ર ખરો શુદ્ધ ખાપ. અંદેશો.
સીંહલ દ્વીપ હસ્તી છો વીશાળ. જયચંદ.
હું છું કેશરી સીંહનું બાળ. અંદેશો.
તમે શેષ સમાન પ્રકાશ; જયચંદ.
હું તે ગરૂડની શું છે ગુંજાશ. અંદેશો

---

૧ શાલીગ્રામ.

.તમે લોહ જડેલું ઝાઝ; જયચંદ
મને લોહ સુંબક ગણો આજ, અંદેશો.
શ્રેષ્ઠ ભુજંગ આપ સુપાત્ર; જયચંદ.
હું તે કીડી કોણુજ માત્ર. અંદેશો.
માટે જેને દુખે પેટ માંય. જયચંદ.
તેતો આવજો લેવા કન્યાય. અંદેશો.
નાસે સાર્દુળ આગળ શ્વાન. જયચંદ.
પૃથીરાજ શુરાને પિછાન. અંદેશો.

( લડાંઇ થતાં જયચંદ હારેછે તેથી )

પ્રધાનજી બનવા કાળ તે બની ગયું હવે રાજી ખુશીથી ચાલો તેને પરણાવી દઈએ કેમકે પુત્રીને દુઃખ ન થાય.

( લગ્ન થાયછે)

---

## પ્રવેશ ૧૭ મો.

**સ્થળ**—દીલ્લીમાં પૃથીરાજની કચેરીમાં સેનાધીપતી દાખલ થાય છે.

**સેનાધીપતી—( જોડી તમે ના જોઇ માડી એ રાગ )**

શીકારે કરોને તૈયારી; (૨)
સીંહ અતી વીકરાળ ગુફામાં, બેઠો છે ભારી;
કોઈની નવ ચાલે કારી; (૨)
હુમ્ર કર્યાથી બહાર નીકળશે, ઝટ લેશું મારી.

**પૃથીરાજ**—ચાલો સત્વર ક્ષત્રી લોકોનો ધર્મ છે કે જ્યાં બીક હોય તે દુર કરી પ્રજાને પુત્ર બરાબર રાખવી માટે હમણાંજ ચાલો

( જાયછે)

---

## પ્રવેશ ૧૧ મો.

**સ્થળ**—જંગલમાં દુર્વાસા ઋષીનો શીષ્ય ચક્ષુશ્રવા તપ કરેછે તે સીંહ ચમર ઓઢી ગુફામાં બેઠો છે ત્યાં જઇ ધું• માડો કરે છે એટલે ગુફામાંથી બહાર નીકળી પૃથીરાજને શ્રાપ આપે છે.

**ગઝલ.**

**ચક્ષુશ્રવા**—( સરકાર રજા દીજીયે જામીનગાર છું એ )

અરે અધમ દુષ્ટી મારો તપ ભંગ કર્યો;
તેં પેટ ચોળી સુળનો, ઉપાય આદર્યો;
આપુંછું તુંને શ્રાપ, તારી ચક્ષુને વિશે;
દુષ્મન કાચ ફેરવી, તું આંધળો થશે.

**પૃથીરાજ**—(દીલગીર થઇ) શહીયર દુ:ખ શું દાખતું એ રાગ.

વીપરીત કામ થયું અરે, છો દુર્વાસાના શીપ;
માફ કરો ગુન્હો માહરો, હ્રદે નવ ધરો રીશ, વી•
શાયર પેટ શરીરતે, કદી ના ઝલકાય;
શાગર માઝા છોડી દીએ, જળચર ક્યાં જાય; વી•

મહારાજા મારાથી આ કામ અજાણતાં થઈ ગયું છે માટે ક્ષમા માગુછું તે કૃપા કરી છોડી મુકો.

**ચક્ષુશ્રવા**— **રાગ ઉપરનો.**

શ્રાપ નીવારણ થાય નહીં, કરો કોટ ઈલાજ;
બાર મહીના પછી એ બને, કર્યું અજાણે કાજ. શ્રાપ.

**છંદ**— **કવિત.**

કપીલ જબ કોપે, તબ ભસ્મકીએ સગર સુત;
ગૌતમ જબ, કોપે તબ, ઈંદ્ર કષ્ટ પાયોહે;

અગસી જબ કોપે તબ, સમુદ્રકું કીયો ખારો;
કોપે દુરવાસા, જદુબંસહી ગુમાયોહે;
ભ્રગુ જબ કોપે તબ, ક્રશ્નકું લંચ્છન કીયો;
કોપે મુચુકંધકાળ, જવનહી જલાયોહે;
ઐસે કુલ જુગનકે પ્રતાપ કહે ન જાત;
બ્રહ્મકે સંતાપે સે, કોન સુખ પાયોહે.

મહારાજ બ્રાહ્મણોની છેડ કરવામાં દેવ દાનવો સપડાઈ ગ-યાછે તો માનવો કોણ માત્રમાં છે કેમકે બનવા કાળે તો બની જાયછે માટે દીલગીર ના થવું.

**પૃથીરાજ**—ચંત તમે ના હોત તો આ વખત હું સહાસ-કરી તલવારથી મરી જતે પણ આપના અમૃતરૂપી શબ્દની ધારા મારી દેહરૂપી બળતા દવમાં છાંટવાથી તૃપ્તી પામુંછું ઠીકછે હરી કરે તે ખરી, ચાલો. (જાયછે)

---

## પ્રવેશ ૧૨ મો.

**સ્થળ**— પૃથીરાજ પોતાના શયનગ્રહમાં છે અને દાસી બહાર છે ત્યાં હાહુલીરાય હમીર અને ચંદ દાસીને ચીઠી આપે છે.

**દાસી**—(ચીઠી વાંચે છે) **દોહરો.**

ગોરીમાં ગરકાબછો, અંધ બન્યો આધીન;
હીંદુસ્થાન તણી ધરા, તાકે શાહબુદીન.

દાસી કેટલીક રીતે ધમકી બતાવી અને ભણકારા સાંભળી પૃથીરાજ હસી કાઢે છે ત્યાં દાસી સોટી મારી બહાર કાઢેછે. એટલે.

### ગજલ.

**હાહુલીરાય**—( શરકાર રજા દીજીએ જામીમગારહ્યું એરાહ. )

ધીઃકાર રાજા તુજને, ધીઃકાર તારૂ રાજ;
નારી તણે નેહ પડયો છો, ધીઃક તુને આજ. ધીઃકાર.
તેં મારી કીધી મશ્કરી, ન કીધી મારી વાર;
મસ્તક દીધુ મેં કૈક જગો, શર્મ નહીં લગાર. ધીઃકાર.

રાજાની વીનાશ કાળે વિપરીત બુદ્ધિ થઇ મારી માએ મારો બાપ એકજ દીઠો હશે, તો હું સંયોગતાની સાથે વધારે સુખ ભોગવવા દઉં નહીં હવેથી દીલ્લી અને સંયોગતાનો ચુડલો ભાગ્યો સમજો અરે ચંદ તારે મારી સાથે ચાલવું હોય તો ચાલ અને દીલ્લીનું પાણી અગ્રાહ કર.

(જાયછે.)

---

## પ્રવેશ ૧૩ મો.

**સ્થળ**—રસ્તામાં ચંદ ઉપદેશ કરેછે.

**ચંદ**—(હાહુલીરાયને) **આશાવરી જોગીયો.**

ધીરજનાં મીઠાં ફળો, રાજા, હૈયે હીંમત ધાર;
આવાં વચન ન બોલો રાજા, કહુંછું વારમવાર,
વીષય લંપટ પૃથીરાજા, સંયોગતાની સાથ;
કાલ ઠેકાણે આવશે, કરો નહીં ઉત્પાત.
લાડ લડાવ્યાં આગળે, એહું મોંમા ન્યાળ;
બદનામી નવ લઇએ બંધુ, બનશે બનવાકાળ.

ગમે તેમ થાય પણ હું એ કામમાં સંમતી આપતો નથી.

**હાહુલીરાય હમીર**—આગળ લાડલડાવ્યાં, તો આપણે

લાખો દુશ્મનોની ભીડમાં માથા હાથમાં લઇ લડયા, એ સંયોગતા નથી પણ હીંદુસ્તાનની વીયોગતા છે. તું તો ભાટ ભાઈછે તમ લોકોની જીભમાં શુરાતનછે અંગમાં નથી માટે ટુકડા ખાઓ અને પડયા રહો, મારાથી આ વાત સંખાતી નથી સંયોગતાનો ચુડલો ભાગે નહીં ત્યાં સુધી દીલ્લીનું પાણી મારે અગ્રાહ્ય છે.

(જાયછે.)

---

## પ્રવેશ ૧૪ મો.

**સ્થળ**—ગીજની શાહબુદ્દીનની કચેરીમાં હાહુલીરાયનું આવવું.

**હાહુલીરાય હમીર**—( સલામ ભરીને) જહાંપનાહ હવે પધારો તો તમને દીલ્લી અપાવું.

**શાહબુદ્દીન**—પૃથીરાજ ચહુવાન બડા જોરાવર રાજા હે ઇસીસેં મેં બોત ડર ખાતા હું તુમ ઈદર ઉનકી હકીકત સુનાઓ.

**હાહુલીરાય**—જહાંપનાહ એ બાબતમાં વિચાર કરવા જેવું કંઇ નથી આપ જાણો છો કે તેણે પોતાના પ્રધાન કયમાશને કર્ણાટકીને માટે પોતાને હાથે મારી નાખ્યો છે ચામુંડરાયને બેડી ઘાલી છે જેથી તેણે હાથમાં લોહું ઉપાડવાની પ્રતીજ્ઞા લીધેલી છે સંજમરાય કન્હલંગીરઆદી મહોબાની લડાઇમાં અને કનોજની લડાઈમાં કામ આવી ગયા છે, બાકી હું ચંદ ભાટ અને રામ ગુરૂ પ્રોહીત રહ્યા તેમાં હું અહીં આવ્યો છું બાકી ભાટ અને બ્રાહ્મણ ભાઇથી શું થવાનું.

**શાહબુદ્દીન**—શીપાઈ વો હાહુલીરાયકું સીધા સામાનકા બંદોબસ્ત કરકે લાલ બંગલેમેં ભેજ દો. જાઓ હાહુલીરાય ઉદર તુમ રસોઇ પકાવો ?

**હાહુલીરાય**—બહુ સારૂં જહાંપનાહ. (જાયછે).

**બાદશાહ**—(સ્વગત) હાહુલીરાય બડા ખટપટી આદમી હે લેકીન બડા જોરાવર હે મગર કીસતરેહસે ઇસકા ઇતબાર રખુ સીપાઇ તુમ દીલ્લી જાકે તપાસ કરકે મેરી આગુ પીછા આવો કે પૃથીરાજ કેસી હાલતમેં હે ઉસ્કા બ્યાન સુનનેકી જરૂર હે. મેરેકું સાત દફે સતાયા હે બડા અટંકી ઔર લશ્કરી હે. ઈસ બાસ્તે તુમ જલદી દીલ્લીકા પંથ પકડો મેરેકું પીછે ખબર આપો.

**શીપાઈ**—બાત અચ્છા જહાંપનાહ મેં અબ જાઉંગા.

(જાયછે.)

---

## પ્રવેશ ૧૫ મો.

**સ્થળ**—બાદશાહનો શયનગ્રહ બાદશાહ ને બેગમ.

**બાદશાહ**—(બેગમ પાસે બેસી તેના મુખ તરફ લળી લળી જોઇને).૦

### ઝીંઝોટી ઠુમરી.

(દરસન બીન અખીયાં તરસ રહી એ રાહ.)

તેરી ખુબસુરતને સતમ કીયા;
સતમ કીયા ખુશ હે જીયા. તેરી૦
નેન કુરંગી બાન ચઢાવત;
જોગીકા ધ્યાન ચુકાય દીયા; તેરી૦
મેં આશક મોજુદ ખડાહું;
રૂપ અજબ દીલ શાન્તી ભયા. તેરી૦

**બેગમ**—(તું ન કમલા જીયરવા ઓ પીતા મોરા એ રાહ)
મને નીંદ્રાએ ઘેરી, હે ખાવીંદ મેરા. ટેક.

દીલ નહીં ચેન રેન ન નીંદ્રા; પ્યાસ હે પીયા કેરી;
ચંપક તુમ મેં નાગરવેલી, ભેટી વીંટા ઉભલેરી. હે૦

વાહ વાહ મેરી જાન પન મેંને બોત ચાલાકી પીછાંની. તેરી કદરકા બ્યાન કરનેમેં લાચાર હું સુનલે મેરી એક બાત ઔર મેરેકું હીંદુસ્થાનમેં જાનેકું હુકમ કર.

**શાહબુદીન**— બારવા ગજલ.

( અફસોસ આંખોસે દીખાઈ, નહીં દેતા એ રાહ. )

દીલગીર મેરે જાનાહે, જરૂર હીંદુસ્તાન;
સતાયા મુજેકું સાત દફે, રાવહે મસ્તાન, દીલગીર.
પ્રથીરાજકી મેં પાસ જાકે, જંગ મચાવું;
ખુદા કસમ ખરે વો, મેરી જાન બચાવું.

**બેગમ**—આપકું જાનેકી મકસદમેં બીઘ્રન ના ડાલું ખુશીસેં અપના કામમેં ફતેહમંદી મીલાઓ.

(.જાયછે.)

---

## પ્રવેશ ૧૬ મો.

**સ્થળ**—શાહબુદીનની કચેરી જાસુદ આવે છે શાહબુદીન બેઠા છે ત્યાં.

**સીપાઈ**—જહાંપનાહ જેસા હાહુલીરાય બોલાથા એસી માફકજ હે.

**શાહબુદીન**—હાહુલીરાયકું બુલવાવો.

**શીપાઇ**—બોત અચ્છા જહાંપનાહ, (બોલાવી હાજર કરેછે)

( ખુદાની બંદગી કરેછે. )

બાદશાહ— **સારંગની ગઝલ.**

( શેહેર બંગાલો યું ઝુરે થારી ફોજ ઝુરે મહારાજ. એ )

રખો ખુદા મુજકો સલામત, મેં બંદગી કરૂં તેરી.
મેને હારા સાત દફેસેં, રહેમ નહીં તેરી. રખો.
ગીઝની તખ્તેં મેં હું ગોરી, હીંદ ધરા ઘેરી;
પૃથીરાજા વો આલમમેં, નાગ બડા ઝેરી. રખો.
હુવા સબે હીંદુકા હાકીમ, વન કીયા વેરી;
ભોલાભીમ મહો બાઝીંતે કનોજ ખંખેરી; રખો.
ગોવળકોંડા જીને ઘેર્યા, હીંમતસે હેરી;
સારી આલમ કીની ચકવે, મરદ કીયા મેરી. રખો.
વો ખુદા મેરીપર નેક નીઘા રખો ઔર પૃથીરાજ રૂપી પલક દરીયાવ તરી પહીલે પાર પુચાઇ દો.* (જાયછે.)

---

# પ્રવેશ ૧૭ મો.

**સ્થળ**—દીલ્લીમાં પૃથીરાજના મેહેલમાં આવીને પૃથીરાજને.

**શીપાઇ**—કાંતો શાહબુદીન ગોરી સાથે લડાઇ કરો નહીં-કર દીલ્લી છોડી ચલ્યા જાઓ.

(એમ કહી જાયછે)

પૃથીરાજ પોતાની સ્ત્રી પાશે યુદ્ધમાં જવા રજા માગેછે.

**સંયોગતા**—( ગોપીચંદ લડકા* જોગી હોજારે તજદે રાજને )
યુદ્ધ કરવા*તમને, નહીંરે જાવા દઉ અરે નાથજી;
**પૃથીરાજ**—નવ યુદ્ધ કરૂં તો, લાજે ચહુઆણુ કેરી જાતજી;
જનુંની લાજે આજ જગતમાં, જો યુધ્ધે ન જવાય;
કીર્તી કેરા થાય કાંકરા, સીંહ છુપી કેમ જાય. નવ.

**સંયોગતા**—ઉતર હીંદુસ્તાન ભણી જે, હીંમ પંથ પરવીન;
કંદ મૂળ ફળ આહાર કરીને, દુઃખે કાઢશું દીન. યુદ્ધ.
**પૃથીરાજ**—દુશ્મનનું દળ આવી પહોચ્યું, ઘેર્યું દીલ્લી શેહેર;
બંડ ખોરને હાથ બતાવું, વાળું જઇને વેર. નવ.
**સંયોગતા**—જીવતા નરને રાજ જડેછે, નથી મુવામાં માલ;
દીલ્લી છોડી જાવું દક્ષીણ, પ્રજા તણા પ્રતીપાળ. યુદ્ધ.
**પૃથીરાજ**—આવળ ચાવું નહીં આરે શમામાં, જે મુખ ચાવ્યાં પાન;
કીર્તી કીધી કોટ વસા મેં, હસાવ્યુ હિંદુસ્તાન. નવ.
**સંયોગતા**—સમાચાર સારાના પુછે, સહાસ કરો નહીં કામ;
વિનાશ કાળે વિપરીત બુદ્ધિ, કેમ સુઝીછે શામ. યુદ્ધ.
**પૃથીરાજ**—નાવ કીનારે આવી નીસર્યું, કેમ ડુબાવું આજ;
જશને માથે પડે જુતીયાં, જાય જગતમાં લાજ. • નવ.
**સંયોગતા**—વહ્યા ગયા સતયુગના વારા, પ્યારા મારા પ્રાણ;
એ અરજુનનાં એ હતાં ભાથાં સ્વામી ચતુરસુજાણ. યુદ્ધ.
**પૃથીરાજ**—સૈન્ય માંહી જેમ સાવજ ઠેકે, કુદી પડું આવાર;
શાર્દુળ કેદ કર્યા કેમ જીવે, પ્યારી પ્રાણઆધાર. નવ.
**સંયોગતા**—હા કહેતાં નથી જીભ હાલતી, નાથી નાક કપાય;
મહાસાગરની માંહી માહરૂં, ઝાઝ ઝપાટા ખાય. યુદ્ધ.
**પૃથીરાજ**—નાવ સતકો નીત ચલાવું, ઉતરૂં ભવજલપાર;
ક્ષણંભંગુર આ દેહ ક્ષણમાં, નાશ થાય નિરધાર. નવ.
**સંયોગતા**—ડમર ડોલ મુજ દીલ થાયછે. ચીત ચડયું ચકડોળ;
શું થવું અને શું થશે અરે, પડીયા પુરણ રોળ. યુદ્ધ.
**પૃથીરાજ**—કોની પરીયા કોની તરીયા, કોનાં માને બાપ;
આખર વખતે જેવું એકલું, પ્રગટે પુન્યને પાપ. નવ.
**સંયોગતા**—ઉદય અસ્તને અસ્ત ઉદય છે, ખીલે તે કરમાય;

હરષ શોકની નદીયો વહેછે, કાળ સર્વને ખાય. યુદ્ધ.
**પૃથીરાજ**—ધ્રુવચળે મેરૂ ડગેસરે મહીજળ મેલે માણ;
ખરી ક્ષત્રીની વટ ન છોડું, સાવજવંશ ચહુઆણ. નવ.
**સંયોગતા**—હું રાઠોડ તણીછું પુત્રી, રણમાં આવું સાથ;
પ્રાક્રમ મારૂં પુરણ આજે, બતાવું મારો હાથ. યુદ્ધ.
**પૃથીરાજ**—કૌરવ પાંડવ રામ કૃષ્ણજી, બુધ કલંકી વ્યાસ;
જુદ્ધ વખત નવ હોય જુવતી કદી કોઈની પાસ. નવ.
**સંયોગતા**—પ્રાણનાથ આ પૃથ્વી ઉપર, નામ તેહનો નાંશ;
ઘડ્યા સો પડ્યા લડ્યા સો પડ્યા, એજ નીયમ અવીનાશ. યુદ્ધ.
**પૃથીરાજ**—પ્રણામ મારી પ્યારી તુજને, વળી લગાડ ન વાર;
પ્રણામ મારા ભરતખંડ કદી, પ્રણામ છેલ્લી વાર. નવ.
**સંયોગતા**— **બીરહ બારમાસીનો રાગ.**
પ્રાણપતી નથી યુદ્ધ કરવાને જાવું, મારૂં વચન ધરો મનમાંરે;
દીલ્લીનું રાજ જો જાય સદાવડું, તેનો સોચ નથી તનમાંરે. પ્રાણ.
સેન્યા આપણી છેદન થઇછે, તે વીચાર નથી તમનેરે;
એ અરજુનનાં એ હતાં ભાથાં, કેમ નીરાશ કરો અમનેરે. પ્રાણ.
હીંદુકુશની હાલ ગુફાછે, હીંમાળયમાં ચાલો તમેરે;
જઈ જોગીને વેશે ફરશું, સંકટ સુખ દુઃખ દેહ સમેરે. પ્રાણ.
માનો મારી વાત ખરેખર, પ્યાસી બપૈયો જપેછે પતીરે;
ઉગરવાનો આરોગો તો, આપણને સુખ થાય અતીરે. પ્રાણ.

**બનઝારો.**

**પૃથીરાજ**—નવ બોલો મારી પ્યારી, જઉં જીવતર મારૂં હારી;
મરવું માણસને માથે, છે એકજ વારની વાતે;
અપકીર્તી થાય અમારી, નવ બોલો મારી પ્યારી;

સીંહ શીર ગર્જના કરેછે, માથું પટકીને મરે છે.
ચારો નવ જાય વીસારી, નવ બોલો મારી પ્યારી.
ધર્મ્યું કંચન ધુળ ન કરીયે, લડવાની હીંમત ધરીએ,
નીશ્ચય જાણી લ્યો નારી, નવ બોલો મારી પ્યારી.
તરછોડી જાય છે.

---

## પ્રવેશ ૧૮ મો.

**સ્થળ**—પૃથુરાજની કચેરી.

**પૃથીરાજ**—(સર્વ સુરા પાસે એકઠા કરી.)

**રાગ ક્ષત્રી કલંકનો.**

અરે સુણો શાણા સરદાર, ધરતીનો નથી કોઇ ધણીરે;
હવે લડવા થાઓ તઇયાર, ઉતારો એનું અહીં પાણીરે,
થયા એન વીશ્વંભરનાથ; ધરતીનો નથી કોઈ ધણીરે;
સુરરાય હીરણાક્ષનો સાથ. ધરતી૰
બળરાયને વામનરાય. ધરતી૰
માનધાતા મરી ગયો માંય. ધરતી૰
જળંધરને પરશુરામ. ધરતી૰
જુઓ લંકેશરને રામ. ધરતી૰
દુર્યોધનને અરજુન. ધરતી૰
મોટા જોગી જતી મહા મુન; ધરતી૰
મરવું છે એકજ વાર. ધરતી૰
શુરા છુપે ન રણમોઝાર. ધરતી૰
( ચાલો ચાલો ચાલો આજ એ રાગ )

**પૃથીરાજ**—નીમકહલાલી નોકરો, તૈયારી યુદ્ધની કરો;
ક્ષત્રીનો ધર્મ છે ખરો, બજાવવો ખરેખરો.
( ગાતા ગાતા જાય છે. )

---

## પ્રવેશ ૧૯ મો.

**સ્થળ**—મેદાનમાં.

**પૃથીરાજ**—અરે ચંદ હવે આપણાં વાજીંત્ર જે લડાઈનાં છે તે તઈયાર કરી યોદ્ધાઓને જલદી બોલાવી વાજીંત્ર શરૂ કરો.

**ચંદ**—બહુ સારૂં મહારાજાધીરાજ તમામ લસ્કર તૈયારછે. લડાઇનાં વાજીંત્ર શરૂ કરો. ? ( વાજીંત્ર વાગવાથી અલખવીર શંકરનો ગણવીર ભદ્ર નીંદ્રામાંથી જાગી ઉઠેછે અને પર્વત ફાડી બહાર નીકળે છે. અને )

**વીરભદ્ર**—શાબાશ. શાબાશ. વીરપુરૂપ શાબાશ.

**ચંદ**—(વીરભદ્રને) તમે કોઈ દેવંગી માણસ છો અહીં કેમ પધાર્યા અને આનું પરીણામ શું થશે વળી આપનું નામ ઠામ મેહેરબાની કરી બતાવો એવી ઉમેદ છે.

**વીરભદ્ર**—હું શંકરનો ગણછું દક્ષ પ્રજાપતીનો યજ્ઞ બગાડી શંકર પાસે ઉંઘ માગી હતી મહાદેવે કહ્યું કે તને ઉઘમાંથી જગાડશે તેનું રાજ જશે માટે હું કહુંછું તે એક ચીતથી સાંભળો.

### ચોપાઇ ત્રીતાળીની.

મ્લેચ્છ દળનું જોર ફાવશે, દીલ્લી સ્થીર નીર્ભય નહીં રહેશે;
તે તોડશે દીલ્લી આજ, તેમાં હારશે પૃથીરાજ;
બંધીવાન કરી લઇ જાશે, ગોરીવંશ આવીને ફેલાશે;
કીલ્લા દેવળ નાખશે ત્રોડી, પછી મુગલ આવશે દોડી.

બસો વર્ષે ટકી કરી રાજ, સાચી બીના સુણો હે મહારાજ;
હીંદુના કરશે બુરા હવાલ, હણી પરણશે હીંદુની બાળ.
પછી દક્ષીણથી દળ આવી, તેતો કદી નહીં જાય ફાવી;
પછી ટોપી થશેજ તૈયાર, ઈલમ કલમ ચલાવી અપાર.
ત્રીયારાજ તેનું કહેવાશે, હીંદુ તુર્ક તેથી નાશી જાશે,
અદલ તોળશે આવી ન્યાય, માંહો માંહી થશે અન્યાય;
બલ્ક કાબુલવાળાને ભટી, દીલ્લી તોડશે એ ખટપટી.
ઉદયપુર વાળા આવી અત્ર, રાણોજીજ ઢળાવશે છત્ર;
તે પાંત્રીશ વર્ષ ભોગવશે, અજમેરના પીર જાગશે.
પછી તું વર રાઠોડ અંત, પ્યારો ચલાવશે તે પંથ.

( એટલું બોલી ગણુ ચાલ્યો જાય છે ને પૃથીરાજ ઉદાસ થાય છે એટલે ચંદ તેને ધીરજ આપે છે. )

ચંદ— **( અજબીચ મહોબત તોડી એ રાગ. )**

વચનો તે ફગદાઇ થશે, હે ધૈર્ય ધરો મહારાજ;
દુ:ખના દીવસો, (૨) તે આઘા ઠેલી આજ. ટેક.
છે જગત જુઠ, (૨) આ કાગળની ફુલવાડી;
નહીં ફુલની બાસ લગારે, દેખો દાડી દાડી.
ચાતક ચકવા, (૨) ને ચતુર ચીત ઉદાશ;
ખર ઘુઘુ ને મુરખ મનુષ તે, ત્રણે સુવે નીજ વાસ.
ગુજરે દિવસો, (૨) જે સુખ દુ:ખ કેરા જ્યાંઇ;
વખત જોઇને સદા વરતવું, વિશ્વ ગવાય વધાઇ.
કરે નહીં નીંદ્રા, (૨) પ્રખ્યાત થવા શીર પટકે;
પ્રીત વછોયાં બહુ રણાંને, વેર ઘણાં શીર ખટકે.

બનવા કાજે, (૨) બુદ્ધિનું નહીં કંઈ કામ;
કીર્તી કેરા કોટ ચણાવે, હૈયે રાખી હામ.
નથી અમર દેહ, (૨) છે પાણીનો પરપોટો;
પંચ ભૂતી તે આસ પતાવે, ખેલ કરાવી ખોટાં.

**પૃથીરાજ— કુંમરી ભેરવીની ચાલમાં.**

( મેં તો શેજરીયાંપે ભુલી મોરા દે કંગના એ રાહ. )

પ્રભુ ચાયસો કરે એક પલમેં, જળની જંગોપર સ્થળ જમાવે;
પ્રભુ ચાયસો કરે એક પળમેં. ટેક.
જુટ્ઠી બાજી જાણો જગત આ, દુ:ખરૂપ જાણો દીલમેરે. પ્ર૦
પાપ પ્રલય કર હે પરમેશ્વર, ઝાઝ ઉતારો ભવજલમેરે. પ્ર૦
એકલએલી અમને ઉગારો, શાંત કરો સુફલ મેરે. પ્રભુ૦
ભીખન શેવક ભાવ થકી કહે, રહું હું હૃદય કમલમેં રે. પ્રભુ૦

ચંદ— **આશાગોડી.**

પડે વખત જ્યારે માથે પ્રાણીપર, પડે વખત જ્યારે માથે.
રહે ન કયાશ વખત પડે ત્યારે, સંકટ સેહેવું જાતે. પ્રાણી૦
રામ ગયા વનવાશ સીતાહરી, વીતી બહુ વાતે. પ્રાણી૦
ચીર હર્યા પંચાળી સભામાં, પ્રભુ પુરે ભલી ભાતે. પ્રાણી૦

**દોહરો.**

દીન પલટયો પલટી ઘડી, પલટી હથ્થ કમાન;
પીથલ ઈહીજ પારખ્યું, દીન પલટયો ચહુઆન.

માટે વખત જોઈ જેમ કીર્તી વધે તેવો રસ્તો જ્ઞાની પુરૂષને ગોતવો જોઇએ હું દેવીની પુજા કરવા જાઉછું તે પાછો હમણાં આવુંછું તમે યુદ્ધની તૈયારી કરી યોદ્ધાને તઇયાર રાખજો.

**પૃથીરાજ—**બહુ સારૂં હવે તમે પણ પધારો બનવા કાળ આગળ કોઇની બુદ્ધિનું જોર ચાલે તેમ નથી.

( ચંદ જાયછે ત્યારપછી )

અરે દુસ્મનનું દળતો લગભગ આવી પહોચ્યું શું જોઇ રહ્યાછે

**( ચાલો ચાલો ચાલો આજ એ રાગ )**

નીમકહલાલી નોકરો, તૈયારી યુદ્ધની કરો;
ક્ષત્રીનો ધર્મ છે ખરો, બજાવવો ખરેખરો.

**ચામુંડરાય**—બાણ મારૂં છે અમુલ્ય, હમણાં કાઢી નાખું શુળ;
આપ પરથી માથું ડુલ, રામ બાણ કેરી તુલ્ય.

**પૃથીરાજ**—હરામી છે હાહુલીરાય, ચાડી એની પાસે ખાય;
મારવા મને ઉપાય, એણે મેળ્યો છે સહાય.
હાહુલીને મારો પેહલો, મનના વીચાર મેલો;
શ્રોણીતે સરીતા રેલો, છેલ્લો આજે ખેલખેલો.

( એટલામાં શાહબુદીનનું લસ્કર ગાતું ગાતું આવે છે. )

**રાગ ઉપરનો.**

**સર્વે**—લડો લડો કત્તલ કરો, દુસ્મન સામે ના ડરો;
ચલાઓ બોતહે શરો, ઝટકા તીરો બંદુક છરો;
હે મોજુદ વો મેદાન, ક્ષત્રીકા નીકાલો જાન.
શર કરો વો હીંદુસ્થાન, રાવ હે બડા મસ્તાન;
સબકા પાની જીને ઉતારા, સાત દફે મેરેકું મારા;
આ ચુકા અબ મેરા વારા, માર ડાલો શીરોઈકી ધારા.

બંને સામસામાં કડોર વચન કાઢી યુદ્ધ કરેછે તેમાં ચામુંડ-રાય બાણ મારેછે તેથી હાહુલીરાય પડેછે તેની સાથે ચામુંડ પણ

પડે છે કેમકે પ્રતીજ્ઞા ચોડી વરદાન હતું માટે.

પૃથીરાજને બાંધી ગીજની લઇ જાય છે.

---

## પ્રવેશ ૨૦ મો.

**સ્થળ**—ગીજનીમાં શાહબુદીન પાસે ચંદનું જવું અને પ્રથીરાજને મળવાનું વચન લેવું.

**શાહબુદીન**—શીપાઇ પૃથીરાજકું મજબુત રખા હે મગર ઉસકી આંખાં ફોડ ડાલો મસ્તી કરે નહીં ઈસ બાસ્તે. ઓર ઇસિકા ગલામે તોગ ડાલો ઓર હાથ પાઉમેં બેડી ડાલો.

**શીપાઇ**—બહોત અચ્છા જહાંપનાહ. ( ગળામાં તેગ નાખીને ) આપકા ફરમાન મુજબ કીયા હે મગર ચંદ ભાટ આપકી આગે આનેકી રજા મંગતે હે બાસ્તે કયા હુકુમ ફરમાતા હો.

**શાહબુદીન**—ચંદ ભાટકું ખુશીસેં આને દો.

( ચંદ આવે છે આવીને કવીત બોલેછે. )

**સવૈયો.**

કુપાત્રકી પ્રીત કહા, ખાત્ર બીન ક્ષેત્ર જેસે;
મહોબત બીન મીત્ર કહા, ચીતહુ ન આનીંએ;
મુછે બીન મર્દ કહા, સુરત બીન નારી જેસે;
હસ્તી બીન હોદ કહા, તોપાં બીન ફોજાં જેસે.
અર્થ બીન કવીવાકુ પશુકર પીછાનીએ;
કહેત ફકીરદીન, સુનહો ચતુર સુજાન.
માનસકા તોલ એક બોલમાં પીછાનીએ.

દોહરો.

પતજો જેના પાગીયા, ધકો ધણીને થાય,
હીંદુસ્તાન ધણીધરા, રણમધ્યે રંડાય.

ખેર ઉદય અસ્ત થયા કરેછે પણ હવે મને મારા રાજા પૃથીરાજની એક વખત મુલાકાત કરાવો એવી મારી માગણીછે જહાંપનાહ આપકી બરાબર કોઇ છે નહીં પણ મારૂં છેવટ બોલવું એમ છે કે આપને પૃથીરાજે સાતવાર બાંધી છોડી મેલ્યા હતા બલકે તેના પ્રાક્રમની હું તારીફ કરવા અશક્તછું હોય માણસને માથે ગુજરતી આવેછે માટે જહાંપનાહ મને એકવખત પૃથીરાજની મુલકાતકરાવો એવી આપસાહેબ પાસે છેવટ માગણીછે.

**શાહબુદીન**—શીપાઈ ઇસકું પૃથીરાજ આગે લેજાઓ ઔર દોકલાક બાત કરાકે પીછા ઇધર લાઓ ?

**શીપાઇ** - બોત અચ્છા જહાંપનાહ ( ચલો ચંદ ભાટ મેરી સાથ.) ( જાયછે)

---

## પ્રવેશ ૨૧ મો.

**સ્થળ**—કેદખાનું, પૃથીરાજ સાથે ચંદની વાતચીત, ચંદ અંદર જઇને તમામ હાલત જોઇ દીલગીરીમાં.

**ચંદ**— સોરઠો.

નાગણ કંડીયે નાખીયે, હાથી હડમાં હોય,
કીડી પાંજર કોય, સાંભળી નોતી સુરીયા.

અહા શું વખત છે જેના દેખવાથી દુશ્મન થર થર કંપી દુનીયામાં ગીરી ગફાઓ ગોતી સંતાઇ વેરાન જંગલમાં વીખુટા વસે છે જેનો તેગથી દુશ્મન દયામણે ચેહેરે આર્જવતા કરતા અને કા-

ચરો કંપતા તે આજે કેશરીસીંહ સાંકળેલો છે. હાય! શર્વ શકની માન તેં આ મારા રાજાને કેવી હાલતમાં કર્યો. અરે ચંડાળોએ તેને નીર્દયપણે બંને ચક્ષુઓ ફોડી નાખેલી છે. અરેરે! જે કંઠમાં લીલમના હાર પહેરતા તેજ કોટમાં તેગ લટકાવી દીધેલછે. હાય જે હાથમાં શમશેરનો સપાટો ચાલતો તે હાથ આજે કબજ કરી બેડીઓ ઘાલી ખરેખર દીલને દગ્ધ કરેછે જે પગમાં સુરાતનનું જોર હતું તે પણ બુરી દશામાં બંધનમાં પડયું. ખરેખર ઈશ્વરે આ અનહદ દુઃખમાં ખામી રાખી નથી. શું આ જીભે વર્ણવું અરે વખત વખતરે વખત શું કહું. અરે સાવજ પાંજરામાં પડેલો મારૂં દીલ ઘણું ઉદાશ થાયછે. માટે પૃથીરાજ હું આપનો ચંદછુ. તારા રાજમાં ખાધેલું નીમક હક કરવા અને આ હાડપીંજ. તને અર્પણ કરવા દુઃખમાં ભાગ મળવાનેજ માટે અહીં આવેલ છું. ગંદી કાયાનો ગારબો નથી વળી આપનું મોત તુરકડાને હાથે ન થાય તેટલા માટે હું તને નીશાની આપું તે પ્રમાણે તવા ઉપર ધ્યાન કરી અવાજપર ઘા કરી બાદશાહને ઉડાવી મુકજે. આ મારૂં વચન યાદ રાખજે પૃથીનાથ.

**પૃથીરાજ**—બહુ સારૂં મારા પ્યારાચંદ આપત્તી વખત ઉભુ રહેવું એ નીમક હલાલી નોકરનું કામછે. (જાયછે.)

---

## પ્રવેશ ૨૨ મો.

**સ્થળ**—શાહબુદીનની કચેરીમાં ચંદ પાછો આવીને.

**ચંદ**— **કવિત.**

જલબીન કુપ કહા, બીના તેગ ભુપ કહા;
લચ્છન બીન રૂપ કહા, ત્રીયાકો બખાનવો;

કલરકો ખેત કહા, ગુનકાસે હેત કહા;
પુતતો કપુત કહા, કુપ્યો કુસ જાનવો;
તપસી સંયોગ કહા, બીન ત્રીયા ભોગ કહા;
કોન કોનકું બખાનું, ઠારઠોરો જાનવો;
ગાંડુ કે ગંડીયે, ગંડીયે કે ગેમાર,
કવી ગંગ જેસો ગુનીવાકું, કેદમેં પીછાનવો.

**સોરઠો.**

જળ મછરને જાળવે, અવગુણ કરે અપાર;
વડા ન હોય વિકાર, શાયર પેટા શરીયા.

અરે શાહબુદીન ગોરી શાબાસ છે તને અને રાજને આજે તારી બરાબરીયો જોડો હું પૃથ્વીપર કોઈપણ દેખતો નથી. તેં પૃથીરાજ જેવા મહા પ્રાક્રમીને કેદ કરી આંખો ફોડી તોપ ગળામ લટકાવી દીધી છે ખરેખર તેં સાવજનો શીકાર હાથ કર્યો પણાં મને પૃથીરાજનાં પ્રાક્રમ હરઘડીએ યાદ આવ્યા કરે છે માટે આપની મરજી હોય અને બરાબર ખ્યાલ જોવો હોય તો તેને અહીં બોલાવીએ તે બંધનમાં છે એટલે આપણુને કંઇ નુકશાન નહી કરે ફક્ત જીવ ખુશી કરવા તેનું પ્રાક્રમ બતાવશે. માટે લોઢાના સાત તવા લટકાવો અને તે તવા અંધ છતાં વીંધી નાખશે.

**બાદશાહ**—( હસીને ) અચ્છા શીપાઇ તવા લટકાવો. ઓ પૃથીરાજકું લાઓ.

**શીપાઇ**—બોત અચ્છા ( તવા લટકાવે છે )

---

## પ્રવેશ ૨૩ મો.

### સ્થળ—મેહેલ પાસે.

**ચંદ**—( બાદશાહને ) જહાંપનાહ આપ હુકમ કરો તો હું તેને

તવાનું પ્રમાણ બતાવું.

**શાહબુદીન**—બોત અચ્છા બરાબર બતાવો.

ચંદ— **રાગ ક્ષત્રીકલંકનો.**

રામે માર્યો લંકેશ્વરરાય તે બાણ તમે હાથે ધર્યુંરે;
શાવે માર્યો ત્રીપુરાશુર ત્યાંય, તે બાણ તમે હાથે ધર્યુંરે.
શીશ કર્ણનું છેધું અરજુન, તે બાણ૦
વીંધ્યો લક્ષમણે ભમર તરૂન. તે બાણ૦
માટે ચોટ ન ચૂક ચહુઆણ. તે બાણ૦
મોટો તવો આપું એંધાણ. તે બાણ૦

**દોહરો.**

ચાર વંશ ચોવીશ ગજ, અંગુળ અષ્ટ પ્રમાણ;
એતેપર સુલતાન હે, મત ચુકે ચહુઆણ.

(ચંદ કેટલાક કવીત બોલે છે) પછી પૃથીરાજે અવાજ ઉપર બાણ માર્યું ત્યારે શાહબુદીન ગોરી ગબડી પડયો પછી ચંદ અને પૃથીરાજે બંનેએ પોત પોતાના ગળામાં તલવારો ફેરવી દીધી.)

---

## પ્રવેશ ૨૪ મો.

**સ્થળ**—દીલીમાં સંયોગતાનો શયન ગ્રહ. એક માણસ આવીને.

**શીપાઈ**—પૃથીરાજ ગીજનીમાં દેવલોક થઇ ગયા તેની સાથે ચંદ પણ વૈકુંઠ ગયો. (સાંભળીને)

(સંયોગતા વીગરે દાસીયો મળીને.)

**મરશીયો.**

હાય હાયરે, દીલ્લીનો દીનકર આથમ્યો;

દીલ્લીનો દીનકર આથમ્યો, મારા શોક શરીરનો ન જાય સહ્યોરે;
પરદેશે પંખીડું ઉડી ગયું, તેને બેઠાનું વૃક્ષ સુનું થયું;
જેમ પાણીનું પુર જાય વહ્યુંરે; હાય હાયરે.
મધ્ય દરીયામાં નૌકા ડુબીયું, ધન દોલત સર્વ હરી ગયું;
ધીક જીવતર ઝેર આજે થયુંરે; હાય હાયરે
એણે કંક રાજાને હરાવ્યા, ફરી દુશ્મન સામે ન ફાવ્યા;
સુખ આપીને સ્વર્ગ સીધાવ્યારે; હાય હાયરે;
બંડ ખોરોને બાંધી માર્યા, સાતવાર શાહબુદીન હાર્યા,
બીખન ભરત ભુમીએ સંભાર્યારે. હાય હાયરે.

**સંયોગતા— આશાવરી જોગીયો.**

માંડયુ જે મારા કીસમતમાં, એજ બન્યું આ વાર;
પ્રાણનાથ વીના આ પૃથ્વી, સુનોછે સંસાર.
માર્ગ દે તું ધરતી માતા, સમાવું આ શરીર,
ધર્યું સોનું ધુળ મળીયું. સંકટ આવ્યું શીર.
હીંદ રંડાણો શાણી સહીયર, દીલ્લીઓ દિલદાર;
અસ્ત થયોછે સુખનો સુરજ, અરે સખી આવાર.
ભવસાગરની ભારી નદીયાં, ઝુલતું મારૂં ઝાઝ;
અધબીચ નાવ ધકાવ્યું ઇશ્વર, બુરી કરી તેં આજ.
સતી થાવું સરવે દેખો, છુટા મેલી કેશ;
શંકર તુજને શીશ નમાવું, હોંશ ધરી હમેશ.

ડ્રોપસીન પડે છે.

**સમાપ્ત.**

## દોહરો ગ્રંથ કર્ત્તા વિષે.

**सा भी स हो** દરથી વસું, પ્રાચીન ગામ શીહોર;
**र खा व र** હે મરામ પતી, ગૌતમ રી ધમધોર,
**स्त्र रा जी वा** ત ઉદ્યોગની, શંકર લે સંભાળ;
**त म शीं प** જાણી તુષ્ટહે, થાજો દીન દયાળ.

## ( સર્વ પાત્રો. )

( જોડી તમે ના જોઈ મારી. એ રાગ. )
ખેલ થયો પુરણજન શ્રોતા, ( ૨ )
ઘણી ખુશીથી ઘેર પધારો, હોંશી જન જોતા;
મતી છે અલ્પ અતી મારી, ( ૨ )
ભુલ ચુક કરી માફ સભાજન, લેશો સ્વીકારી:
ધન્ય પૃથીરાજ શુરો ધારી; ( ૨ )
નીતી કેરૂં નાવ ચલાવ્યું, ભરતખંડ ભારી,
પધારો ઘેર સુખે પ્યારા; ( ૨ )
ભીખન કહેછે ભાવ ધરીને, મીત્ર પ્રીય મારા.

[ સંપુર્ણ )

# જાહેર ખબર.

આ બુક ભાવનગરમાં પ્રસીદ્ધ કર્તા પાસેથી તથા નીચે લખેલા ઠેકાણેથી મળશે.

મુંબાઈ. જમનાદાસ ભગવાનદાસની કું. પાસેથી.

„ ઠક્કર વશનજી પ્રેમાનંદ ચાહેવાળા પાસેથી.

„ હીંમતરામ જીવતરામને ત્યાંથી.

સીહોર. નંદલાલ ત્રીભોવન તથા અબદુલા કાશમને ત્યાંથી.

અમદાવાદ. માસાહેબ રામચંદ્ર બુકશેલરને ત્યાંથી.

તલાજા. મેહેતા શામજી ગાંડાને ત્યાંથી.

પાલીટાણા. શા. જેઠા મોતીને ત્યાંથી.

જેતપોર. મેમણ. તૈયબ અબુ બુકશેલરને ત્યાંથી.

જુનાગઢ. ગોવીંદજી નાનજી બુકસેલરને ત્યાંથી.

અમરેલી. જોસી. કામેશ્વર ઓધવજી પાસેથી.

લીમડી. છગન શંગજી. બુકશેલરને ત્યાંથી.

વઢવાણ. દવે જગજીવન પ્રાગજી. બુકસેલરને ત્યાંથી.

એ સીવાય બીજાને ત્યાં બુકશેલરો પાસેથી મળશે. તથા ઘોઘાના દરવાજે મોદી મગનલાલ જેચંદ પાસેથી.

**અબદુલહુસેન આદમજી—બુકસેલર ભાવનગર.**